

# શ્રીભક્તરાજની પુષ્પમાળા

ગુંથનાર:—
ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મ્હેલારજી
(સુરત)

પ્રકાશક:—'ગુજરાતી' પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ–કોટ, મુંબઈ.



# શ્રીભક્તરાજની પુષ્પમાળા

(પહેલી)

ગુંથનાર:—

ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મ્હલારજી

(સુરત)

પ્રકાશક:—"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

સાસુન બિલ્ડીંગસ, એલ્ફીન્સ્ટન સર્કલ—કોટ, મુંબઈ.

[વિ. સં. ૧૯૮૪] [સને ૧૯૨૮




નટવરલાલ ઇચ્છારામ દેશાઇએ
"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ ૧ માં આ પુસ્તક છાપ્યું અને પ્રકટ કર્યું

# શ્રીભક્તરાજની પુષ્પમાળા–પહેલી

## વિષયાનુક્રમણિકા

# ભક્તરાજનો સદુપદેશ

## ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મ્હલારજીનાં રચેલાં કેટલાંક પુસ્તકો

| | | |
|---|---|---|
| *૧) | **શ્રીજ્ઞાનસૂર્યોદય-પૂર્વાર્ધ-ભાગ ૧ લો-(ભક્તિયોગ)** | ૨-૦-૦ |
| *૨) | **શ્રીજ્ઞાનસૂર્યોદય-પૂર્વાર્ધ-ભાગ ૨ જો-(ધર્મ વિષે)...** | ૧-૮-૦ |
| ૩) | શ્રીજ્ઞાનસૂર્યોદય-પૂર્વાર્ધ-ભાગ ૩ જો-( ભક્તિયોગ અને ૐકાર સ્વરૂપ દર્શન ) ... ... ... | ૧-૦-૦ |
| ૪) | શ્રીજ્ઞાનસૂર્યોદય-પૂર્વાર્ધઉત્તરાર્ધ મધ્યસંધિપ્રકાશ ... | ૨-૮-૦ |
| ૫) | શ્રીજ્ઞાનસૂર્યોદય-ઉત્તરાર્ધ-ભાગ ૧ લો-(જ્ઞાનયોગ) ... | ૨-૦-૦ |
| ૬) | શ્રીજ્ઞાનસૂર્યોદય-ઉત્તરાર્ધ-ભાગ ૨ જો-(પ્રસિદ્ધ થયેથી) | |
| *૭) | **શ્રીભક્તરાજની પવિત્ર પુષ્પમાળા-પહેલી ...** | ૧-૮-૦ |
| ૮) | બાળ શિક્ષણ અથવા શિશુ શિક્ષણ ... ... | ૦-૫-૦ |
| ૯) | શાન્તિ ( ખાસ અધિકારી માટે મફત )... | |
| ૧૦) | વૈશ્ય ધર્મનિરૂપણ ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૧) | વિચાર મુક્તા ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૨) | શાંતિ સુધારસ ... ... ... ... | ૦-૪-૦ |
| ૧૩) | સત્સુખ ... ... ... ... ... | ૦-૬-૦ |
| ૧૪) | માણિક્ય રત્ન મણિગણ માલિકા ... ... | ૦-૫-૦ |
| ૧૫) | મહામણિમાલા ... ... ... ... | ૦-૬-૦ |
| ૧૬) | મહાવાક્ય રત્નાવલિ | |

* નં. ૧, ૨ અને ૭ એ પુસ્તકો ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બિલ્ડીંગ, સર્કલ, કોટ-મુંબઈ એ શરનામે લખવાથી મળશે, અને બીજાં પુસ્તકો કર્તા પાસેથી (સોની ફળીઆ, સુરત) તથા ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસમાં લખવાથી સીલકમાં હશે ત્યાં સુધી મળશે.

॥ ॐ श्री सद्गुरवेपरमात्मनेनमः ॥ ॐ

# અથ શ્રી માણિક્યમણિ મુક્તાદિ મહારમ્ય રત્ન પુષ્પમાલા પ્રથમા પ્રારભ્યતે.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्ण मेवाव शिष्यते ॥ ॐ शांतिः ३ ॥

## પુષ્પ રત્ન પેહેલું.

૧—મોક્ષનું દ્વાર જેને કહેછે, એવો મહત્પુણ્યરૂપ દ્રવ્યથી પ્રાપ્ત કરાવેલો આ મનુષ્ય દેહ છે. તે દેહ મળ્યા છતાં, જીવિત અવસ્થામાં જન્મથી મર્ણ પર્યંતમાં અનેક મનુષ્યાદિ મરતાં ખરતાં જુવેછે, પિતા, પિતામહ. પ્રપિતામહ વગેરે ચાલ્યા ગયા સમજેછે, દેખાયછે તે સર્વ ચાલ્યા જશે, એમ જાણેછે અને કહેછે, તે છતાં આવાં ઉત્તમ શરીરમાં આવી, હું કોણ છું, આ વિશ્વ શું છે, ક્યાંથી આવ્યો, ક્યાં જઇશ, પરમેશ્વર શી વસ્તુ છે, એવાં કર્તવ્ય સુવિચાર કરતો નથી, અને દેહમાંજ અહંમમત્વથી, બદ્ધ બન્યો રહી ત્રિવિધ તાપરૂપ જ્વરથી અહર્નિશ પીડાયા કરે છે, એનાથી બીજું મહદાશ્ચર્ય શું ? ! !

૨—બાલ્યાવસ્થાથી તે મર્ણ સુધી વિષયોમાંજ આસક્ત રહી, જીતેલી બાજી હારી જાયછે. એવી મૂઢ વ્યક્તિઓને શ્રીકૃષ્ણ, રામ, વસિષ્ઠ, વ્યાસ, વગેરે, ઐશ્વર્ય સંપન્ન પુરૂષોએ અને અનેક સમર્થ શાસ્ત્રકારો વગેરેએ અત્યંત ધિઃકારી કટુ વચનોથી પ્રહાર કર્યા છે. માટે આ ક્ષણિક તુચ્છ આપાત રમણીય ભ્રાંતિજન્ય દ્રશ્યના મોહમાં સુજ્ઞ વિવેકી સાવધ નર ફસાઇ પડતા નથી, પણ વિષયાસક્ત દેહાભિમાની ગાફલ મનુષ્યજ ફસાય છે. તે વિષે દ્દષ્ટાંતઃ—

ગંધર્વ નગરમાં એક શાહુકાર જીવરામ શિવરામ નામે રહેતો હતો. તે મોટા મોટા અનેક વ્યાપારો કરીને પ્રદેશ પર્યટનથી થાકીને બાર વર્ષ વીતે ઘેર આવ્યો. પોતાની પાસે અનર્ગળ—પુષ્કળ દ્રવ્ય હતું તે બધું જોયું. પોતે ગુરૂમુખી હતો. પરંતુ આસુરી પ્રકૃતિનાં મનુષ્યાદિની સંગતિથી બુદ્ધિપર મોહ અથવા દેહાભિમાનનું અવિદ્યા જન્ય આવર્ણ આવી

પડવાથી મનમાં વિચારવા લાગ્યો કે, અહાહા!! આટલું બધું રત્ન, મણિ, હીરા, સુવર્ણ, વગેરેની સંપત્તિરૂપ દ્રવ્ય દુનિયામાં કોઇની પાસે હોય એમ હું ધારતો નથી. અરે! કોઇ પાસે નથીજ. આવી અહંતા આવેલી જોઇ (દ્રષ્ટારૂપે) ક્ષણભર (પૂર્વની દૈવી સંગતિ પ્રભાવે શુભ સંસ્કારના ઉદયરૂપ) એ સાવધ થઇ ગયો, અને ગાલમાં બે તમાચા પોતાની મેળેજ–જાણે ભુલ થઇ તેના પશ્ચાત્તાપ દર્શક માર્યા. અને નિશ્ચય કીધો–ઠરાવ્યું કે, આ ભૂમંડળપર જો કોઇ મારૂં આ સઘળું દ્રવ્ય રાખી લેનાર નિકળે તો મારૂં અહંપણું—અભિમાન ખોટું. શેઠજી મનમાં એ ઠરાવ કરીને મોટાં મોટાં વહાણો દ્રવ્યાદિથી ભરીને નિકળ્યો. જ્યાં જ્યાં સમુદ્ર કિનારે વહાણો લંગારાતાં હતાં ત્યાંથી સમીપમાં આવેલાં મોટાં શહેરોમાં ખબર અપાતી તે ઉપરથી ત્યાંના શાહુકારો, રાજા, વગેરે સમર્થ શ્રીમાન ગૃહસ્થો વહાણપર આવી તે શેઠનો એકજ દાગીનો પણ જોતા, તો મહા આશ્ચર્યચકિત થઇને તેઓને કહેવુંજ પડતું કે, આખાં શહેરના સર્વનું દ્રવ્ય ભેગું કરવામાં આવે તોપણ આ એક દાગીના બરોબર થાય તેમ નથી એવું અમુલ્ય છે, ત્યાં હમો શી વિસાતમાં! એ રીતે અનેક સ્થળે ફરતો ફરતો છેલ્લે મોટી મનોરમા નગરીમાં આવ્યો. ત્યાં ફરવા નિકળ્યો ત્યાં રસ્તે અભિમાનથી ખુબ ફુલી જઇ બોલવા લાગ્યો કે, બસ બસ સમજાયું કે જગતમાં મારા જેવો ધનવાન બીજો કોઇ નથી. ઉજ્જડ વન જેવે રસ્તેથી વહાણપર પાછાં જતાં એક નાની મરૂડી–ઝુંપડી જોઇ. ત્યાં પરચુરણ ખાવાનું વેચવાની નાની હલકી દુકાન રાખેલી. ત્યાં નાની મેલી પોતડી પહેરેલો એક પુરૂષ ઘણો નમ્ર અને ગરીબ સ્વભાવનો બેઠેલો, તેણે પેલા ગર્વ ભરેલાં વાકય સાંભળીને ઉઠી તે શેઠ પાસે આવી બોલ્યો–શેઠજી! આપતો મોટા સમર્થ છો. પણ મને આપની સંપત્તિ બતાવો પછી તમારૂં અભિમાન ખરૂં છે અગર ખોટું છે તે વિષે નિર્ણયપર આવવું યોગ્ય છે. મારા જેવો એક ગૃહસ્થ છે તેનું નામ કુબેર શિવપ્રસાદ છે. તે અથવા તેનાવતી હૂં જોઉં પછી કહી શકાય. શેઠ જીવરામ તેની સામું જોઇ વિચારેછે કે આ કંગાલ ચીથરીઓ શું બકેછે. મોટા મોટા રાજા મહારાજા, ઝવેરી, શ્રીમંતો વગેરે હજારો થાકી હારીને નમી નમી પાછા ફર્યા, તેમાં વળી આ દરિદ્રી ભીખારી જેવો શું બોલી રહ્યો છે! કુબેરે બહુ વિનયથી કહેવાથી શેઠે કહ્યું કે, ભલે આવો અને જુવો. કુબેર તે શેઠ સાથે વહાણપર ગયો. અને જોયું. અને ખડખડ હસીને બોલ્યો. અહો! એમાં શું છે! તુચ્છ

અલ્પ આ સમૃદ્ધિ ઉપર આપ આટલા અભિમાનથી ખીલ્યા ફુલ્યા ભકતા હતા કે ?! એક માણુસને કુબેરે હુકમ આપ્યો કે, મહા નગરમાં એક શ્વાસે જાવ. મહા અદ્ભૂત શિવાલય સાથે ધર્મશાળા બંધાય છે ત્યાં જઇ કહો કે, કુબેર ભકત (શેઠજી) ફરમાવેછે કે, કામે લાગેલાં તમામ મજુરો તાબડતોબ વહાણુપર આવે. પેલાએ ત્યાં જઇ તેમ કહેવાથી બધા હજારો મજુરો એકદમ આવી પહોંચ્યા, તેઓને કુબેરકાકાએ ફરમાવ્યું કે, આ બધાં વહાણોમાં જેટલું દ્રવ્ય, દાગીના જે કંઇ હોય તે સઘળું ઉપાડી ખાલી કરી લઇ જાવ. અને કોલ કરાય તેમાં કચડી ચુરી-રગડી નાખો. તેથી જરા શોભાયમાન ઠીક થશે. જલદી કરો.

મજુરો તે લઇ જઈ કોલ થાય છે તેમાં ટોપલે ટોપલા ઠાલવવા લાગ્યા. અને તે શેઠને કુબેર ભંડારીએ તેના બદલામાં જે લઇ જવા ઠરાવ કરી દસ્તાવેજ સામસામા લખી આપી લખાવી લીધા, તે ઠરાવની મતલબ નીચે પ્રમાણે હતી. કુબેર ભંડારીએ લખી આપ્યું કે, મારે ત્યાં ચાર ખાણ છે. રૂપાની, સુવર્ણની, હીરા મોતી માણેક પન્નાચુની વગેરે ઝવેરાતની, અને ચોથી ચીંતામણિ, સ્ફટિકમણિ, સ્પર્શ (પારસ) મણિ વગેરે મણિઓની ખાણુ છે. એક એક પ્રહર, દરેક ખાણમાંથી મરજીમાં આવે તેટલું-લઇ જવાય તેટલું લઇ જવાને ખુલ્લી મુકવામાં આવશે. તેથી જોઇએ તેટલા જબરા મજુરો ભલે લાવીને ચાર ખાણ-માંથી ચાર પહોરમાં લઇ જાવ. પ્રહર પુરો થતાંજ ઘડીઆળાં વાગશે કે તરત ખાણનાં દ્વાર બંધ કરવામાં આવશે. એ રીતે શેઠે કબુલ કીધું. સહી સાક્ષીઓ થઇ. શેઠેતો આઠ આઠ મણ ઉંચકી શકે એવા બે હજાર મજુરોને બોલાવ્યા. તેમને રોજ માટે પુછ્યું તો દોઢ દોઢ રૂપિઓ કહેતાં શેઠ બોલ્યા, જાવ બે બે રૂપીઆ આપીશ, પણ આખી રાત ખરાં દીલથી કામ કરજો. બધા ખુશી થયા.

અહીં કુબેર ભંડારીએ ચાર ખાણના મુખ્ય (Chief-Head) ચાર રક્ષકને બોલાવ્યા, અને બહુ યુક્તિથી સમજુત કરી, કે તમારે દરેક જણે અનુક્રમે એક એક પ્રહર ખાણ ખુલ્લી મુકવી. અને ઘડીઆળાં વાગે એટલે તરત દ્વાર બંધ કરવાં. અને જેટલા મજુર જેટલું લઇ જઇ શકે તેટલું લઇ જવા દેવું; પરંતુ એક યુક્તિ કરજો. હે રૂપાની ખાણના રક્ષક ! ભાઇ! તમારે ૩૬૦ વિચિત્ર મોહક ચિત્તાકર્ષક નવા-નવા સુંદર વેષો બદલાવતા રહી ભવાઇ-નાટક કરાવ્યા કરવો. તેમાં

એવી ખૂબી લાવવી કે સ્ત્રીના વેશ તથા બીજા મનહર સાંગ જોઇ ડાહ્યા જન પણ ભુલી જઇ ફસાય. બસ, જાવ. બુદ્ધિ ચાતુર્યમાં ખામી આવવી ન જોઇએ.

બીજા—હે સુવર્ણ ખાણુના સુજ્ઞ રક્ષક! તમારે અનેક પ્રકારનાં વાજીંત્રો વગેરે સાહિત્ય સામગ્રી તૈયાર રાખી, છ રાગ અને છત્રીસ રાગણીના મોહમાં ડુબાવી નાંખે એવાં રાગ, તાન, તાલ, સુરની માયિક ધનઘટા છાઇ રહે એવી રચના કરવી, અને ચાંદીના રક્ષકને કહ્યા પ્રમાણે કળા કૌશલ્યમાં ખામી આવવા નહી દેવી.

ત્રીજા—ઝવેરાતની ખાણુના રક્ષક મહાશય, હે વીર! તમારે કેશર, કસ્તુરી, બરાસ, વગેરે ઉત્તમ સાગંધવાળા દિવ્ય પદાર્થો નાખીને સુંદર બરફી, પેંડા, કોપરાપાક, સુતરફેણી, જલેબી, લાડુ, બીરંજ, શ્રીખંડ, બાસુંદી, શીરો વગેરે તથા અનેક શાકભાજી, રાયતાં, ભજીઆં આઇસ-ક્રીમ, પતેડીયાં, ખમણ ઢોકળાં, બાણુગી, ઇદડા, ચટણીઓ, અથાણા, અનેક જાતનાં પાપડ, સેવ, વડી વગેરે છપ્પનભોગ અન્નકોટ જેટલી સામગ્રી ( રસોઇ વગેરે કરાવી ) તૈયાર રાખવું. અને ખુબ ચાલાકી સાથે ખબડદારી રાખવી. અન્યાય અથવા અસત્ય રીતે ચાલવું નહીં. અને વિજય મેળવી સમય થયે દ્વાર બંધ કરાવવાં.

ચોથા—મહામણિ રાશિની ખાણુના સમર્થ શૂરવિર બહાદુર! તમારે અનેક રત્નજડિત સુવર્ણ, ચાંદી વગેરેના પ્યાલામાં, ઉત્તમ કેશર, એલચી, બરાસ, કસ્તુરી, શર્કરા વગેરે નાખી ખુબ ઉકાળેલું દૂધ ભરી ગોઠવાવવું; સુંદર સુવાસિત મોગરા, ગુલાબ, ચંપો, પારિજાત, કેતકી, સાહેલી વગેરે પુષ્પો બીછાવી-પુષ્પોની ચાદરો-જાળીઓ પાથરી મનોહર પલંગો તૈયાર રાખવા. ફુલના સુંદર હીંડોળા તૈયાર રાખવા. ખુબ સાવધ રહી સમય થતાં દ્વાર બંધ કરાવવાં. બસ, **सुज्ञस्य किं बहुना॰** પધારો. સઘળા પોત પોતાને સ્થાને ગયા. જેનું જે કર્તવ્ય હતું તે કરી પરવાર્યા. સાંજ પડી. સમય થયો એટલે રૂપાની ખાણુ ખુલ્લી મુકાયલીજ હતી ત્યાં શેઠ પોતાના મજુરો લઇ આવ્યા. અંદર ઝુંપડીમાં જુવેછે તો કશું ન દીઠું. પણ કુબેરે એક મોટી શીલા ખસેડીને માર્ગ બતાવ્યો. ત્યાં જઇ જુવેછે તો મોટો-વિશાળ દરવાજો છે. તેમાં પ્રવેશી જુવેછે તો મહાવિશાળ મનોહર રચના બની રહી છે. નાચ તાન સાથે અનેક સુંદર વેષો ચકમાચૂર કરી નાખે એવા ખેલ કરી રહ્યા છે. ને જોતાં શેઠ તો સ્તબ્ધ બની ગયો. મજુરો

ચાંદીના પાટના ઢગ ઉંચકતા ગયા તેને શેઠ કહે, મઝુર કરો. તમારે શું! તમે તમારે જોયા કરો. શેઠ નવા નવા વેશ અને હાવભાવ જોતાજ રહ્યા, અને ઘડીઆળાં વાગ્યાં. બહાર કાઢ્યા. શેઠ કહે, ફીકર નહીં, રૂપાનીજ ખાણ્ ગઇછે, તેમાં શું! હવે ખરી ખાણ તો આવશે. પછી બીજી ખાણના દરવાજા ખુલેલાજ હતા. "સુવર્ણ ભંડાર" એવું Board પાટીઉં (લેખ) કોતરેલા તે વાંચી તેમાં શેઠ પહોંચ્યા. ત્યાં સુંદર, ગડદાપેચ કરી મુકે એવાં, ગાનતાન સાંભળી મોહ પામી શેઠ તો ઠરીજ ગયા-ભાન ભુલી ગયા. મજુરોને પહેલાં રોકેલા હતા તેથી તેઓ પણ હુકમની વાટ જોતા ઉભાજ રહે એ સ્વાભાવિક છે. ગાયનના મોહમાં શેઠને ખબર નથી કે હું કયાં છું, એવા ગુલતાન બની ગયા છે. વખત વહી ગયો. ઘડીઆળાં વાગ્યાં. તરત સીપાઇઓએ આવી હાંકી કાઢ્યા. શેઠને ભાન આવ્યું ને બકેછે કે, છઃ એમાં શું, ભલે સુવર્ણની પણ ગુમાવીતો. અમૂલ્ય ખાણો તો હવે આવે છે. પછી ત્રીજી ઝવેરાતની ખાણમાં પ્રવેશ્યા. ત્યાં જુવે તો સોનારૂપાનાં વરખ ચોંટાડેલાં બરફી, પેંડા, તેમજ અનેક પ્રકારની રસોઇની ખુશબો મગજને શાન્ત-તર કરી નાખે એવી આવી રહી છે. તેના સ્વાદ એક પછી એક ચાખવા મંડયો. જે ચાખે તે મોહમાંજ ગરકાવ કરી મુકે એવું છે, અકળાયછે તોપણ ખુબ સ્વાદ લાગેછે તેથી ખાતો રહેછે. કેટલું ખાય અને શું ખાય!! પાર નથી આવતો. એમાં ને એમાં વખત પુરો થયો. ઘડીયાળાં વાગ્યાં બધાને બહાર કાઢ્યા. ત્યારે શેઠ કહેછે કે, હવે તો ખરી અમૂલ્ય ખાણ આવે છે. એક મણિ, ગયલો બધો બદલો આપી દેશે એવાં મણિ પુષ્કળ લઇશું. ફીકર નહી. પછી ત્યાંથી શેઠજી સાહેબ બધા મજુરો સાથે છેલ્લા "મહામણિભંડાર" એવો લેખ વાંચી તેના દરવાજામાં પેઠા, અને ખાણમાં જઇ જુવેછે તો પુષ્પોના હીંડોળા એની મેળે ઝુલ્યા કરેછે. ગાદીઓ સુંદર ફુલની છે. દુધના કટોરા મઘમઘ ખુશબો આપી રહ્યા છે. પાનનાં બીડાં પણ તેવાંજ સુવાસિત ગોઠવાયલાં છે. શેઠે દુધ પીધાં, પાન ખાધાં, ને વિચારેછે કે હજી વાર છે તો, આ સુખ સ્વર્ગીય છે તે આપણે કયારે પામવાના છીએ, માટે હીંડોળે તો જરા સેહેલ કરી લઇએ એમ કરી પોતે જરા સેહેલ કરવા હીંડોળે બેઠા. જરા ઝોક આવ્યાથી લાંબા પડયા. ત્યાં તો પવનની લહેરમાં પુરી ઝોપ-નિદ્રા બાઇએ લપટાવી-મોહગ્રસ્ત બનાવી દીધા. મજુરો પણ નિરાંતે ઉંઘી ગયા. ઘડીઆળાં વાગી ગયાં. સુર્યોદય થઇ ગયો. હજી શેઠ કેમ ખાણમાં છે તે જોવાને સીપાઇઓ દોડયા. શેઠના અંગપર ફુલ્લાં, કડું

કંઠી, વીંટી, કંદોરો વગેરે છે તે સાથે વસ્ત્ર છે તે સાથે ઉંઘમાં ઘોરતા પડયા છે. કુબેર ભંડારી ત્યાં આવ્યા છે. લાત મારી જમાદારો ઉઠાડેછે ને અંગપરનું લાખ એ લાખનું જેવર પણ ઉતરાવી ફકત ધોત્યાંભેર બહાર કાઢેછે. અને કુબેરજીને ચારે રક્ષકો આવી પૂજા અર્પિ પગે લાગી હાથ જોડી ઇનામ માગતા ઉભા રહેછે. તેઓને કુબેરભંડારી ઇનામમાં એક એક પાયરી (Grade) ઉંચે ચઢાવી વરદાનરૂપ આશિરવાદ આપી સંતુષ્ઠ કરેછે.

હવે પંચીઆભેર હાંકી કઢાયલા શેઠ મજુરને (૨×૨) બેદુ ચાર હજાર કયાંથી આપે. શેઠ તો ખરેખરી જીતાયલી બાજી હારી ગયા. મજુરો બધા શેઠને ઘેરીને ઉભા, ને માગે છે કે હમારા રોજ લાવો. કબુલત પ્રમાણે આપવા તો જોઇએ, પણ પાસે તો કંઇજ નથી. કુબેર ભંડારીને પગે પડગા. અને અભિમાન ગળી જવાથી, અભિમાન અર્પવારૂપ (શ્રીફળને બદલે) પોતાનું મસ્તક ચરણમાં મુકયું. ગદગદ થઇ સ્તુતિ કરી કે વ્યાપાર કરી આપના ચાર હજાર આપીશ, હાલ મને આ મજુરોનાં ઋણથી છોડાવો. દયાળુ મહાત્મા કુબેરજીએ જોયું કે, હવે અહંકારરહિત થયો છે. તેથી મજુરોને પતાવી તે શેઠને ઘેર પહોંચતો કર્યો.

ઉપલું દૃષ્ટાંત ધ્યાનમાં લેતાં સ્પષ્ટ સમજાય તેમ છે, છતાં જિજ્ઞાસુઓને સ્પષ્ટ બોધાર્થે એ ઉપરથી જાણવા-સમજવા યોગ્ય સિદ્ધાંત પ્રકાશ કરવું ઉચિત જાણી કહેવાય છે.

**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तंग्रंथकोटिभिः।**
**ब्रह्मसत्यं जगन्मिथ्या जीवोब्रह्मैवनापरः॥**

ભગવાન વસિષ્ઠમુનિએ શ્રીરામચંદ્રને યોગવાસિષ્ઠ મહારામાયણથી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપતાં છેવટ કહેલું છે કે, કોટિ-કરોડો ગ્રંથોમાં જે કહ્યું છે તે હું અર્ધશ્લોકથી કહું છું-કે, બ્રહ્મ સત્ય છે, અને જગત ભ્રાન્તિમાત્ર પ્રતીતિ હોવાથી મિથ્યા છે. જીવ છે તે બ્રહ્મજ છે-બીજો કોઇ નથી. છતાં દેહાધ્યાસથી તથા માયિક વિષયજન્ય સુખમાં આસકત બની જવાથી કર્તૃત્વ ભોકતૃત્વનાં અભિમાનનો ભાર શિરપર રાખવાને લીધે, પોતે શિવ છતાં જીવસંજ્ઞાવાળો કહેવાયો, તેથી તેને જીવરામ નામ આપેલું છે.

કર્તૃત્વાભિમાનને લીધે—કર્મોનો હું કરનાર છું એવા અહંભાવને લીધે તે કર્મ ફળને ભોગવવા સારૂ મોટાં પુણ્ય કર્મોરૂપ દ્રવ્યને બદલે મનુષ્ય શરીર રૂપ નૌકા ભાડે લઇ ભવસાગર તરી જવા આવ્યો. ત્યાં

ઘણાં પુણ્ય પ્રભાવે ખુબ લક્ષ્મી, રાજ વૈભવ, ગાડી ઘોડા, વાડી, રમણિક સ્ત્રીઓ વગેરે મળ્યું છે તે જોઇને ગર્વથી ફુલાય છે કે મારા જેવો કોઇ સુખી નથી.

ચાર ખાણરૂપ ચાર અવસ્થા છે, પ્રથમ અવસ્થા પ્રથમની વીસી (૨૦ વર્ષ સુધીની) તે બાલ્યાવસ્થામાં અનેક રમતો રમ્યો. મોર, પોપટ, હાથી, ઘોડા, ગાડી વગેરે રમકડાંથી ખેલ્યો.—બહુ વેષો જોયા,—મા, બાપ, કાકા, મામા, ભાઇ, બ્હેન વગેરે. પણ બાલ્યાવસ્થા હોવાથી સાવધ થઇ પ્રભુ પરમાત્માને ઓળખી ન શક્યો. માતા પિતા મેહેતાજી વગેરે વેષોમાં અટકી રહ્યો. અને વખત વહી ગયો.* બીજી અવસ્થા ૨૧ થી ૪૦ વર્ષ સુધીની-સુવર્ણની ખાણ, એટલે સુંદર વર્ણ, ખુબસુરતી, યુવાવસ્થાનું બળ તેજ મળ્યું. તેમાં સ્ત્રીનાં મધુર ભાષણ, પુત્રોનાં કાલાં ઘેલાં વચનોમાં ગુલતાન થયો, વિષયોમાં લુબ્ધ બન્યો. વગેરે.

ત્રીજી અવસ્થા ૪૧ થી ૬૦ વર્ષ સુધીની-ઝવેરાતની ખાણ, એટલે વાનપ્રસ્થ સ્થિતીનો વખત, કે જેમાં એકાંતવાસ સેવી સ્વરૂપ ચિંતવન કરી અભેદ ભાવ દ્રઢ કરવા પ્રયત્ન કરવોજ જોઇએ, તે છતાં જીવ્હાના સ્વાદમાં લુટાયો. અને બાજી હાર્યો.

ચોથી ૬૧ થી ૮૦ સુધીની અવસ્થા-વૃદ્ધાવસ્થા-મહામણિની ખાણ, એટલે સન્યાસ આશ્રમ અર્થાત્ કર્મફળનો ત્યાગ કરી અહંભાવ રહિત બની પરમ તત્વમાં વિશ્રાંતિ લેવાનો વખત. તે વખતે અવિદ્યાની લપટ ઝપટમાં મોહગ્રસ્ત રહી—અજ્ઞાન નિશામાં ચકચુર બની રહ્યો. અનેક કલ્પો વીત્યા ઉંઘતો રહેલો છતાં ઉંઘ ઉરાડી શક્યો નહીં. અને સુઇ

---

* બે આંખ, બે કાન, એક નાકના બે છિદ્રો, શુભ અને અશુભ અથવા મિષ્ટ (પ્રીય) અને કટુ (અપ્રીય) સ્વાદ ચાખનારી જીભ, વિર્ય અને મૂત્ર ત્યાગ કરવાનાં સાધનરૂપ ઉપસ્થ, મલ ત્યાગ અને વાયુ સ્રાવનાં સાધનરૂપ ગુદા, બે હાથ, બે પગ, આગળના અને પાછળના ભાગની ત્વચા (શરીરની), વગેરે ઇંદ્રિઓ અથવા જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિયરૂપ,—યુગલ—જોડ—દ્વંદ્વરૂપ ઇંદ્રિઓ, જે બધીની હજારો વાસનારૂપ કીરણો વારંવાર પ્રકાશ આપેછે અને સમાઈ-સંતાઈ જાય છે. તે બધી મનને અવલંબીને છે. તે મનની પણ શુભ અને અશુભ એવાં જોડકાં—દ્વંદ્વરૂપ હજારો વાસના—ઈચ્છા—કામનાઓ છે અને ત્રીજી રીતે ટુકમાંજ કહિયે તો રાગ દ્વેષવાળા હજારો વિચાર—તરંગો—સ્ફુરણ—કીરણોરૂપ બે હજાર મજુરો સમજો. તે અભિમાનીની મરજીને આધીન હોય છે. (દ્રષ્ટાંત સર્વ દેશી હોય નહીં તેથી બીજું બુદ્ધિથી વિચારી લેવું).

એસી વ્રથા કાળ ખોઈ નાખ્યો ત્યારે ૮૧ થી ૧૦૦ સુધીમાં (અથવા ૮૦ની અંદરની અવસ્થામાં) બધું ગુમાવી એસી દેહ માત્ર સાથે બહાર કઢાયો. ચારે અવસ્થા પુરી થઇ—કાળની નોબત ગડગડી—ઘડીઆળાં વાગ્યાં. એટલે શરીર પોતાનું હતું તે પણ છીનવી લેવાયું. ચારે ખાણના દ્વાર ખુલ્લાંજ હતાં. લેવાય તેટલું લઈ જવાનું હતું. સ્વતંત્ર હતો. પણ અનેક પ્રકારના પંચ વિષયોનાં સુખમાં ડુબ્યો રહ્યો, તેથી બધી જીતેલી બાજી હાર્યો. તેમ જન્મથી મર્ણ પર્યંતમાં ચિત્તવૃત્તિની એકાગ્રતા સાધી, સત્સમાગમ કરી, દેહાધ્યાસને ભુંસી નાખી શ્રીહરિમય થઇ રહેવા-અનંત દ્રવ્યપતિ બનવાને જેટલું કરવા ચાહતે તેટલું કરવા સ્વતંત્ર હતો, છતાં રમત ગમત, ગાનતાન, સ્ત્રી, પુત્રો, પુત્રીઓ, નોકરચાકર, દાસ દાસીઓ, પૌત્રો, વગેરેમાં રાત દહાડો ગુલતાન બની રહી બધું આયુષ્ય વહી જવા દીધું. અને થાપટ મારી બહાર કાઢયો-પ્રાણ બહાર ગયા ત્યારે શરીર પણ પડતું મુકવું પડ્યું. એ રીતે જીતેલી બાજી હાર્યો. તેવી રીતે ગાફલ નહીં રહેતાં, હે સુજ્ઞ સજ્જનો વગેરે સર્વે લોકો! સાવધ થઇ જાવ: અને આજથીજ હવે સમજ્યા-ચેત્યા-ભાન આવ્યું હોય તો બહારનું ભટકણ છોડી-બહારનો તમામ મોહ ત્યાગી, બ્રહ્મલોક સુધીનાં ભોગ માત્રને કાકવિષ્ટા તુલ્ય તુચ્છ જાણી, અંતરમાં ઉતરો. પરમ અમૃત તમને ત્યાંજ મળશે. તેનું આસ્વાદન કરી-બ્રહ્માત્મૈકય અનુભવ દ્રઢ અપરોક્ષ કરી અજરામરત્વ પ્રાપ્ત કરી લઇ પરમ સુખરૂપ થઈ રહો.

૩—દેવી પ્રસાદનો એકજ પુત્ર પોતાના પિતાદ્વારા પુત્ર કહેવાય છે, પત્નિ, તેને પતિ કહે છે, ભગિનીને ઘેર ભાઈ કહેવાય, ભાણેજ, તેનેજ મામા કહે, એના પુત્રો એને પિતા કહે. ભાઇ એને ભ્રાતા કહે, સાસુ સસરા વગેરે સાસરીઆં જમાઈ કહે. મોસાળમાં ભાણેજ કહે, મિત્રમંડળ એને મિત્ર કહે, નહીં ઓળખનારા અન્ય સર્વ એને લોક શબ્દથી અગર પુરૂષ, મનુષ્ય, આ, વગેરે શબ્દથી વ્યવહાર કરે છે. વળી, એકજ એ જો ન્યાતમાં ભાત પિરસવા આવે તો ભાતવાળો કહેવાય, અને તે મુકી દઇ લાડુ કે શ્રીખંડ લઇ નિકળે તો તે પદાર્થવાળો, કઢી લાવે તો કઢીવાળો કહેવાય. પરંતુ પુરૂષ એકજ જે છે તેજ છે. જેવી જેવી ઉપાધી સાથે સંબંધ કરે, તેને લઇને તે તે ઉપાધિવાળો કહેવાય, અથવા પુત્ર, પિતા, પતિ, મામો, જમાઇ વગેરે નામવાળો (જેમ હોય તે રીતે) કહેવાય. તેથી પુરૂષમાં દ્વૈતાપત્તિનો અસંભવજ છે, છતાં ભ્રાંતિથી દ્વૈતનો-ભેદનો આરોપ કરવામાં આવે તો તે ભયનો હેતુ હોવા વિષે

શ્રુતિ કહે છે, **द्वितीयाद्वै भयं भवति.** વાસ્તવે એકજ પરમાત્મા સર્વત્ર પરિપૂર્ણ ભરેલો છતાં તેમાં દ્વૈતભ્રમથી શત્રુ મિત્રાદિ કલ્પના કરી સંતપ્ત થવું, એ વિવેકી જન સમુદાય માટે તો યોગ્ય નથીજ. **हरिरेव जगत् जगदेवहरिः** શ્રીહરિ પોતેજ આ દ્રશ્યાદ્રશ્ય વિશ્વરૂપે પ્રતીત થઇ રહ્યા છે. અથવા જગત છે તેજ તે પ્રભુનું શરીર અથવા પરમાત્માજ છે. શ્રુતિ પણ એજ કહે છે કે, **एकमेवा द्वितीयं ब्रह्म नेह नानास्ति किंचन** પરમતત્વ (પ્રભુ) શિવાય, આ વિચિત્ર દેખાતું બધું કાંઈ નથી. એ ભાવને દ્રઢ અપરોક્ષ કરી દેહાધ્યાસને સમૂળગો ઉડાવી દેવાથીજ અભય–શાંતિ–નિત્ય તૃપ્તિ પ્રાપ્તિનો સંભવ છે.

૪—અભિમાની—દેહાત્મ બુદ્ધિવાળાં મનુષ્યો કર્મ ઉપાસના વિષે કંઇ ગમે ત્યાંથી સાંભળી લઈ, તે ડંગોરાં હાથપર રાખી જ્યાં ત્યાં અનેક વાદવિવાદ કરી, ભાષણોના ભડાકા ઉડાવી, ઘણી વાર સુજ્ઞ મહાત્માઓની વાણીરૂપ ગંગાના સુખદ અને નિર્મળ વહેતા પ્રવાહમાં પથરારૂપ થઇ પડી ઝંપલાવેછે. તેથી તે પ્રવાહને તો હાનિ નથી થતી, પણ કાચા મુમુક્ષુ શ્રોતાને ભ્રાંતિ ઉપજાવવામાં વિઘ્નરૂપ થઇ પડેછે, માટે સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરી તેવા અધુરા ઘડાના છલકાટથી નિર્લેપ રહી, અડગ નિશ્ચય પૂર્વક તેમણે પુરૂષ પ્રયત્ન કરી ગંતવ્ય સ્થાને પોંચતાં સુધી અટકવું નહીં; એમ સત્શાસ્ત્રો અને સત્પુરૂષો સર્વને સાવધાન કરતા હુવા–અજ્ઞાન નિદ્રામાંથી જગાડતા હુવા કહી ગયા છે, કહેછે, અને કહેશે. કેમકેઃ—

**अर्धो घटो घोषमुपैति नादं संपूर्ण कुंभो न करोति शब्दः ॥**

અધુરો ઘડોજ છલક છલક કરી અવાજ કરી છલકાય છે–હોય તેમાંથી પણ ગુમાવે છે (પાણી), પણ પૂરો ભરેલો છલકાતો નથી–બુમ બરાડા પાડતો નથી, પણ પોતાના મહિમામાંજ રહેછે. જેમ, શાકભાજી વેચનારા પસ્તાગીઆ ઘણા હોય છે, તેઓ આખો વખત "દુધી દોઢી-આંની દોઢ શેર" વગેરે બોલી મોટા બરાડા પાડી માર્ગે જનારના કાન ખાઇ જાય છે–બેહેરા કરી મુકેછે. અને બે ત્રણ રૂપીઆનો સોદો છાબડાંમાં લઇ બેઠો હોય છે તે, આમ બરાડી બરાડી છાતી તોડીને સાંજ–રાત સુધીમાં વેચેછે તો આઠ દસ આના કમાય છે. (એ અધુરો કુંભ જુવો.) અને દુકાને જનારને તિરસ્કાર કરેછે, બેદરકારી બતાવેછે તે માન પાન આપીને તો વાત કરેજ શાનો! કેમકે પોતે પોતાને મોટો બાદશાહ સમજતો હોય તેમ ગર્વ ભરિત રહી, પુછે તેને ઉત્તર આપવા

પરવારતો નથી, ને બરાડવામાંજ બહાદુરી બતાવતો રહેછે. હવે પૂરો ધડો જુવો:—એક મોટો ઝવેરી છે, કોઇ હીરા માણેક મોતી વગેરે રત્નને ખરીદી શકે એવો શ્રીમાન જિજ્ઞાસુ તે ઝવેરીનું ઘર પુછતો જાયછે તો તેને આદરમાનથી બોલાવી પ્રેમથી બેસાડે છે. જળપાન તથા તાંબુલ સોપારી વગેરેથી સત્કાર કરેછે, શું જોઇએ છે તે વિષે વિવેકથી-સભ્યતાથી પુછેછે, અગર તે ગ્રાહક પોતેજ તે ઝવેરીને કહેછે કે મારે અમુક રત્ન જોઇએ છે. પછી તે શેઠ તે રત્નોની પેટી લાવી બતાવેછે, કીંમત કહેછે, ભારે અથવા હલકાં રત્ન જોઇતાં હોય તો તેવાં પણ લાવી બતાવે છે. અનુકુળ હોય તે ખરીદેછે, નહિં તો વિવેકથી સલામ-જયજય અથવા પ્રચલિત શબ્દનો ઉચ્ચાર કરતો વિદાય થાય છે, તેને તેવાજ માંગલિક શબ્દોચ્ચારથી ઝવેરી શેઠ પણ વધાવી લેછે. પરતાગીઓ ચાર છ આના માટે ઘણે પ્રકારે છળ કપટ જુઠાણું ચલાવે છે, ત્યારે આ ઝવેરી લાખ બે લાખની રકમ છતાં એક વાત અને નિશ્ચય બતાવી સંતોષી રહેછે. અધુરા અને ભરેલાનો કેટલો તફાવત છે તે વાંચકેજ હિસાબ ગણી લેવા કૃપા કરવી.

એ વિષે એક દ્રષ્ટાંત આપવામાં આવેછે તે નીચે પ્રમાણે:—

શ્રી નગરમાં એક કુટુંબમાં બે ભાઇઓ હતા. તેમાં એક સત્સંગી ભક્ત હતો. અને બીજો દગલબાજ-લુચ્ચો હતો. પિતાના મર્ણ વખતે બેહુને બરાબર ભાગ મળ્યો હતો. તેમાં લુચ્ચાએ તો બધું દ્રવ્ય મોજશોખ, ખાનપાન, નાચરંગ વગેરેમાં ઉડાવી દીધું. અને સત્સંગીએ તો નીતિ વિવેકથી પોતાનું વર્તન રાખી, વેપારધંધામાં પિતાથી મળેલાં દ્રવ્યમાં વધારો કરી બમણું ત્રમણું કીધું હતું. તેથી તે ૧૨ લાખનો આસામી ગણાતો હતો. લુચ્ચા ભાઇએ વિચાર્યું કે આપણા ભાઇ પાસે પુષ્કળ પૈસો છે. માટે કાંઇ કાવતરૂં-પ્રપંચ રચીને એની પાસે ત્રણ ત્રણ લાખનાં બે રત્ન કઢાવવાં, કે આપણાં છોકરાંનાં છોકરાં ખાશે. એમ વિચારી પોતાનાં જેવા લુચ્ચા ત્રણ શાહેદ ઉભા કીધા. અને હીંમત રાખી સભામાં ગયો અને ત્યાં પોતાનો ભાઇ બેઠેલો તેને કહેવા લાગ્યો કે, ભાઈ પેલાં બે રત્નો આપો. એ સાંભળી આશ્ચર્ય પામીને તે ભાઇ બોલ્યો કે, ભાઈ! રત્ન કેવાં?! ઠગ ભાઇ કહે, શ્રાવણ શુદ ૧૫ સોમવારે તમે દાતણ કરતા હતા ત્યારે આપેલાં તે. તે સાધુ ભાઇ બોલ્યો, એ શું! મને વળી તું રત્ન ક્યારે આપવા આવ્યો! શું બકેછે! ઠગ કહે, કેમ વારૂ, મને આફત પડશે તે વખત લઇ જવાનું કહીને મેં આપેલાં તે શું હવે

પચાવી પાડવાં છે કે? સાધુભાઈ કહે, અરે, આ શું! તને કંઇ સ્વપ્ન થયું છે કે શું! જા, જા, દયા ખાતર બે ચાર હજાર આપી છુટીશ. ઠગ કહે, વાહ! સ્વપ્નમાં ઉડાવી ભક્ત થઇને મને એટલેથીજ પતાવી કાઢવા ધારો છો કે! ત્યારે પાંચ હજાર આપવા કહ્યું. ઠગ કહે, હવે બેથી પાંચે આવ્યો. હું તો ફરીઆદ કરૂંછું, એમ કહી ઘેર આવી, રાજાને અરજી આપી રજાએ તેને, તોહોમતવાળાને, અને ઠગના સાક્ષીઓને બોલાવ્યા. જુબાનીઓ લેવા માડી. ઠગ કહે, મેં શ્રાવણ શુદ ૧૫ સોમે દાતણ કરતાં એને બે રત્ન આપેલાં તે ખાઇ જવા કરેછે. શાહેદોને પુછતાં ત્રણે જણે કહ્યું કે પુનેમ સોમે સવારે દાતણ કરતાં આપેલાં એવું હમે જાણીએ છીએ. રાજા ચતુર હતો, તે કહે ઠીક છે. ત્રણે શાહેદોને જુદી જુદી કોટડીમાં ઘાલ્યા. પ્રથમની ઓરડીમાં રાજા જઇ પુછે છે કે, ભાઇ તું કહેછે તે રત્ન કેવાં હતાં? હવે શાહેદે કોઈ દિવસ રત્ન દીઠેલું નહીં તે શું જવાબ આપે, પણ લુચ્ચો હતો તેથી એક દિવસ એક ડોસી ભેંસને પાણી પાતી હતી તે પાણીનું કુંડું પગ મુકી ભાંગી નાખેલું તે વખતે ડોસીએ કહેલું કે, મુવાએ મારૂં રતન જેવું કુંડું ભાંગી નાખ્યું. તે સાંભળેલું યાદ આવ્યું. તેથી રાજાને કહે, સાહેબ! કુંડાં જેવું રતન હતું. રાજા કહે, ખરૂં છે. વાહ! તરત સીપાઇને બોલાવી હુકમ કીધો કે આ દગાખોરને પેલી કોટડીમાં (કેદમાં) પુરો. પછી બીજી કોટડીમાં જઇ બીજાને પુછ્યું. તેણે પણ રત્ન કયારે જોયલું કે જવાબ આપે! તેણે કોઇ બાઇની ગાગેર ફોડેલી તેણે બુમ પાડી કહેલું કે, મુવાએ મારી રતન જેવી ગાગર ફોડી નાખી તે યાદ રાખી જવાબ આપ્યો કે, ગાગર જેવું રત્ન હતું. એ સાંભળી રાજાએ તે બીજા જૂઠા શાહેદીને પણ કેદમાં મોકલાવી દીધો. ત્રીજા પાસે જઇ પુછતાં તેણે પણ કયાં જોયલું! પણ ગંગાજીના જન્મને-જયેષ્ટ શુકલ ૧૦ ને-દહાડે નર્મદા તટપર એક વૃદ્ધ ડોસાએ જળ ભરી કુંભદાન કરવા બ્રાહ્મણ પાસે જતાં મશ્કરીથી હડસેલો મારી ઘડો પાડી નાખેલો ત્યારે ડોસાએ કહેલું કે, મારો રતન બરોબરનો ઘડો આ મૂરખે ફોડી નાખ્યો, પ્રભુએ આવા દૈત્યને પૃથ્વીપર બોજારૂપ શામાટે રાખી મુકયા હશે. તે યાદ કરીને તેણે કહ્યું કે, ઘડા જેવું રતન હતું. રાજાએ તેને પણ કેદમાં મોકલાવ્યો. અને ઠગ ફરીઆદીને ખોટી ફરીઆદ કરવાનો તથા સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થની આબરૂ ઉપર હુમલો કરવાનો ગુન્હો (Charges) ઠરાવી બે વરસ સખ્ત કેદની સજા કરી ભક્તરાજ (તેના ભાઇ) ને મુક્ત કીધો.

સિદ્ધાંત—તાત્પર્ય સમજવા યોગ્ય (એ ઉપરથી) એ છે કે—દેહાભિમાની સંસારાસક્ત એવા ત્રણ ગુણ જોડે મૈત્રી કરી બેઠેલા મનુષ્યો પરમાત્મ વસ્તુ શું છે તે જાણતા નથી છતાં મહાત્મા સાધુ ભક્ત જ્ઞાની વગેરે જે મહા પુરૂષો પ્રભુને ઓળખી તેમાંજ મસ્ત રહેછે તેવાને પણ ફસાવવા ફાવે ત્યાં સુધી યત્ન કરવાને ચુકતા નથી. અને ત્રણ ગુણો જે તે પરમાત્મ તત્વને જાણવાને સર્વાશે અસમર્થ છે અને મોટા ઋષિમુનિને પણ ફસાવનારા ફાંસીઆ છે તેની બાહ્યબંધી તે દેહાભિમાની મૂઢ પુરૂષોને હોય છે તેને લીધે, સત્યનોજ વિજય, सत्यमेव जयते એ વચનાનુસાર, થતો હોવાથી તે ઠગ પોતેજ સજા પામેછે. અને તેના મિત્રો પણ તેની સાથેના પ્રેમને લીધે આગળથી કેદમાં જગા વાટ જોઈ બેસેછે. એવા ભ્રમિત ચિત્તવાળા સંસારનેજ સુખરૂપ માનનારા વિષયી મનુષ્યો, સત્ય—યથાર્થ કહેનારની સંગતિના અભાવે, દ્રવ્ય લોભી ઉપદેશકોનું અનેક પ્રકારનું ભ્રાંતિજનક અને મોહ કરનારૂં ભાષણ—કથન સાંભળી કોઇ કહેછે કે, ભગવાન ચતુર્ભુજ છે, તો બીજો કહે નારાયણ આઠ ભુજવાળા છે. ત્યાં ત્રીજો કહે સહસ્ત્ર હાથવાળા છે, તો કોઇ કહે બે હાથવાળાજ છે, અને તેજ ઇશ્વર છે. બીજો કહે દેવીથીજ તે ચાર આઠ હજારહાથવાળા થયા અને જગત થયું. તો કોઇ ગણેશથી, અને કોઇ રૂદ્ર, સૂર્ય, બ્રહ્મા વગેરેથી થયું કહેછે. વેદાંતીઓ કેટલાક કહે બ્રહ્મથીજ બધું થયું. એમ નરનારી અને નપુંસક (નાન્યતર) જાતીની કલ્પનાઓ કરી ભિન્ન ભિન્ન મરજી પ્રમાણે કહેતા રહેછે. જયાંસુધી પરમાત્મ રત્ન નથી દીઠું ત્યાંસુધી ફાવે તેમ કહે છે. પરંતુ વસિષ્ઠ, યાજ્ઞવલ્કય, રામ, જનક, સનત્કુમાર, કૃષ્ણ, શુકદેવ, શંકર, વ્યાસ, વગેરે પૂર્ણકુંભ જેવા ઇશ્વર કોટિના સમર્થ મહા પુરૂષો જેઓ તે પરમ પુરૂષ પરબ્રહ્મમાં અભેદ ભાવે * સ્થિત થઈ પરમ આનંદનો ભોગવટો અહર્નિશ

---

* જે પરમાત્મા છે તે સચ્ચિદાનંદ ઘન ત્રિગુણાતીત સર્વના આત્મસ્વરૂપે સ્વયંપ્રકાશ સિદ્ધ છે. તે કોઈપણ કલ્પનાનો વિષય નથી. કલ્પના માત્ર બધી ગુણમયી હોય છે.

अवांङ् मनस गोचरं । यतो वाचो निवर्त्तंते अप्राप्य मनसासह ।
अयमात्मा ब्रह्म । अहमात्मा गुडाकेश सर्व भूताशयस्थितः ॥

એ શ્રુતિ સ્મૃતિ અને અનુભવથી સિદ્ધ છે. વળી,

एकोदेवः सर्वभूतेषुगूढः सर्वव्यापि सर्वभूतांतरात्मा ।
कर्माध्यक्षो सर्वभूताधिवासः साक्षीचेता केवलो निर्गुणश्च ॥

એ શ્રુતિ પણ એજ કહેછે.

લઇ રહ્યા છે. તેનો અડગ નિશ્ચય, જે વેદ શાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે, થઇ રહેલો હોયછે તેને તેવા અનધિકારી પામર વિષયીજનો જાણી શકતા નથી, તેથી અવિદ્યારૂપ નિશામાં તે ફાવે તેમ કહેછે. એવા તે અધુરા ઘડા સમજો, અને શંકર, કૃષ્ણ, વ્યાસ, વસિષ્ઠાદિ પૂર્ણકુંભ સમજો: એવા તે ઝવેરી છે. અને સંસાર કીચડનેજ ગુંદી રહેલા વિષયાસક્તજનો તે પસ્તાગીઆને સ્થાને માનો. હવે એ બે કોટી થઇ. (અધુરા અને ભરેલા.) તે વચ્ચે કેટલો તફાવત છે તે વિષે ગણિત કરવાનું-શોધી કાઢવાનું કામ હમો સુજ્ઞ વાંચક વૃંદનેજ સોંપી વિરમવું ધારિયે છીએ. અસ્તુ. આ ચતુર્થ પુષ્પ રત્નની પરિમલ (સુગંધ) કેવી આવેછે તે વિષે પણ વાણીદ્વારા વર્ણવી આબેહુબ ચિત્ર પાડી દર્શાવવા કૃપાળુ થશો? ॥ ૐ शांतिः शांतिः शांतिः ૐ ॥

૫—સૂર્ય ઉદય થાય છે ત્યારે અંધારૂં રજા લેવા નથી આવતું, તેમ લાકડી લઇને કોઇ હાંકી કાઢતું જણાતું નથી, પણ ઉદય થતાં અંધારૂં નથીજ-ક્યાં ગયું તેનો પત્તો નહીં. તેમ બ્રહ્માત્મૈક્યજ્ઞાન, સદ્ગુરૂ-પરમાત્મકૃપા પ્રસાદથી, અપરોક્ષ પ્રકટેછે ત્યારે અજ્ઞાન-તમ ક્યાં જાય છે તેનો પત્તો લાગતો નથી. કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે દેહ દ્રશ્ય જગતજાળ બધું તે અવિદ્યા (અજ્ઞાન)નું કાર્ય છે તે સહિત જતું રહેછે. અગ્નિને ઉધાઇ લાગતી નથી, તેમ જ્યાં જ્ઞાનાગ્નિ પ્રકટી ઝળહળી ઉઠયો ત્યાં મોહ, કામના, ઇચ્છા, તૃષ્ણા વગેરે ઉધાઇ આવી શકતી નથી. અને જો કામના, મોહ, વગેરેથી જીતાયલો જણાય તો તેનામાં જ્ઞાનાગ્નિ પ્રકટયો નથી એમ વિદ્વાનો કહેછે.

૬—સમુદ્ર મોટો છે. તેમાં તરંગ બુદબુદા લેહેર-મોજાં વગેરે થાય છે તે શું પોતે બડાઇ બતાવવાને સમુદ્ર કરે છે કે? ના. સ્વાભાવિક થયાજ કરેછે. તેથી સમુદ્ર કર્તા નથી. અને સમુદ્રમાં થાય છે તેથી અકર્તા પણ કેમ કહેવાય! અર્થાત્, કર્તા અને અકર્તા બેહુથી રહિત છે છતાં ગમે તેમ કહીએ છીએ. વાસ્તવે ફક્ત એકરસ સમુદ્રજ છે. તેમ, બ્રહ્મચૈતન્ય છે તે અનંત જ્ઞાનસ્વરૂપ પૂર્ણ ભરેલું છે તેમાં આ જગતપ્રતીત થાયછે તે, તેનાથી અભિન્ન છે. તે મૃગતૃષ્ણાનાં જળ જેવું મિથ્યા છે. તેનો કર્તા તે પરમતત્વ (બ્રહ્મ) ને કહી શકાતું નથી, તેમ અકર્તા પણ કહી શકાતું નથી. તેને માટે મહાપુરૂષ કહેછે કે,—

કર્તા કહું તો કહ્યો ન જાય, અરૂ અકર્તા ભી નાહીં;
કર્તા અરૂ અકર્તા બીચમેં, અનુભવ રહ્યો સમાઇ.

૭– સમુદ્ર જળની શક્તિ દ્રવતા, શીતળતા, વગેરે છે તે સમુદ્રથી ભિન્ન નથી. નામનીજ કલ્પનામાત્ર છે. અગ્નિ અને તેની શક્તિ ઉષ્ણતા–જ્વાળા છે, તે બે નથી, અગ્નિજ સ્વયંસિદ્ધ છે. તેમ, પરબ્રહ્મ પરમાત્મા અને તેની જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ, શબ્દશક્તિ, ચિતિશક્તિ, ઉત્પત્તિસ્થિતી પ્રલયાદિરૂપ શકિતઓ, વગેરે અનંત શકિતઓ છે, તે પરમાત્માથી ભિન્ન હોઇ શકેજ નહીં. દેહની છાયા દેહથી છુટી પડતીજ નથી. તેમ, શકિત અને શકિતપતિ બે નથી, પણ અભેદ એકજ છે. એ રીતે આત્મા (બ્રહ્મ-ચૈતન્ય) સર્વત્ર પૂર્ણ આનંદ ઘન ભરેલો છે તે અખંડ સુખરૂપ છતાં ભ્રાન્તિજન્ય જગતના વિષયો અને સ્ત્રી સંતાનાદિમાં સુખબુદ્ધિથી મોહ-ગ્રસ્ત રહેછે તે ભેદદ્રષ્ટિવાળા વારંવાર મરેછે અને જન્મેછે. શ્રુતિ પણ એમજ કહેછે કે,–**मृत्योः समृत्युमाप्नोति यइहनानेव पश्यति ॥** માટે વાસના દુઃખરૂપ છે.

એ વિષે દ્રષ્ટાંત આપવામાં આવે છે તે નીચે પ્રમાણેઃ—

શુભવાસનાથી કદાપિ સ્વર્ગ વૈકુંઠાદિ લોકમાં જાય છે તોપણ ત્યાં પુણ્યથી પ્રાપ્ત થનારા ભોગ ભોગવી રહેછે કે પાછો જન્મમર્ણના પ્રવાહમાં ઝીકાયછે. માટે સ્વસ્વરૂપનો અનુભવ કરી, અભય આનંદધામ એવાં અસંગ દ્રષ્ટાપદે સ્થિતી કરી, જે કંઇ અને જો કંઇ થયા હોયએ તો સમુળગા ખોવાઇ–ગળી જઇ–ખપી જઇ–જેમ છે તેમ જાણી નિજ-જ્ઞાનમય બની રહી સુખરૂપે થઇ જવું.

તૃષ્ણાપુરીમાં એક ભૃષ્ણા નામે ડોસી હતી. તેની એકની એક છોકરી જેનું નામ મૃષ્ણા હતું તે વ્યાધિગ્રસ્તજ રહેતી હોવાથી આયુષ્ય પુરૂં થવાથી મરી ગઇ. તેથી ડોસી રોજ છેડોવાળી રડતી કે, ઓયરે મારી મૃષ્ણા બ્હેન, તારૂં હાડાચાર હજારનું (૪૫૦૦)નું ઘરેણું હવે કોણ પહેરશે. ડોસી કથા–પુરાણમાં જતી તેથી સ્વર્ગ નામ સાંભળેલું તે યાદ કરી રડતી કે, દીકરી! સરગમાં તું ઓશીઆળી રખે થતી! તું આવીને તારૂં ઘરેણું લઇજા. આ બધું એક લુચ્ચો ઠગ હતો તેણે સાંભળ્યું. તેણે મોહોલ્લામાં તેના કોઇ સગાને મળી જઇ પુછ્યું કે તું મને કહે કે એ ડોસી પાસે શું શું ઘરેણું છે. તને ૨૦૦)નો એક દાગીનો આપીશ. તે લાલચે તેણે ઠગને બધું કહ્યું. પછી જોશીને વેશે તે ઠગ ડોસી એકલી જોઇને આવ્યો અને બોલ્યો કે વૈકુંઠનાથકી જય. હું સરગભુવનીઓ છું. તમારી છોકરીએ સંદેશો કહાવ્યો છે તે કહેવા આવ્યો છું. ડોસી કહે, ઓ મહારાજ! આવો આવો. ઓવારણાં લઉં, કકડા ફોડું. આવોરે

મહારાજ, મારી દીકરી શું કરે છે, જોશી કહે, તંતો ભીખ માગેછે અને બહુ એશીઆળી છે. મને તો કહ્યું છે કે, મારૂં અમુક અમુક ઘરેણું છે તે ફલાણા સોની પાસે ઘડાવેલું છે તે લેતા આવજો. ડોસી કહે, ઓ મહારાજ, પગે લાગું, એમ કહી બધું સાડાચાર હજારનું લાવી આપ્યું. જોશી કહે, કાલે પાછો આવીશ, જાઉં છું. ડોસી કહે, ઓ મહારાજ, તમારાં ઓવારણાં લઉં, મારી કુંવરીની બરદાસ લેજો. એ જોશી તો ગયા. સંકેત પ્રમાણે કહેલો તેને ૨૦૦)નો દાગીનો આપ્યો. અને ઝડપથી ચાલ્યો. એટલામાં તે ડોસીનો છોકરો પરગામ ગયલો ત્યાંથી ઘોડીપર આવી પોંચ્યો. તેને ડોસી ખૂબ હર્ષથી કહેતી જાય છે કે, હવે મારી છોકરી સુખી થશે. છોકરો કહે, તે વળી શૂં! ડોસી કહે, અરે ભાઇ કાલે પાછા આવશે. મેં બેનનું ઘરેણું બધું આપ્યું છે તે તેને આપવા ગયા છે. છોકરો ચમકી ચેતી ગયો કે, ડોસીને કોઇ ઠગી ગયું. તેથી તરતજ ઘોડી દોડાવી. પેલો ઠગ થાકી જવાથી એક વડ તળે બેઠેલો. તેણે પેલાને આવતો જોઇ વિચાર્યું કે, આતો પકડાયા. તે ઘોડીપર બેસીને આવનારના હાથમાં તરવાર જોઇ તે ઠગ બોલ્યો કે, જો આ ઉડયો–ઉડું છું. ત્યારે ઘોડી જરા ધીમી પાડી આવ્યો, એટલે ઠગે વડપર ચઢવા માંડયું. છોકરો કહે, હવે કયાં જશે, એમ ધારી તેણે પણ વડપર તેની પાછળ ચઢવા માંડયું. ઠગ કહેછે, જોજે હોં, આ ઉડયો. ઉંચે ચઢી એક ડાળી ભાંગી નીચે પડયો. અને વડ સાથે બાંધેલી ઘોડીપર સ્વાર થઇ ન્હાસી ગયો. છોકરો વડપરથી ઉતરેછે તેને તે કહેછે કે, તારી તરવાર તનેજ, એમ કહી નાઠો. હવે શું કરવું! તેતો નિકળી ગયો. અને છોકરો ઘોડી પણ ગુમાવી ઘેર આવી ડોસીને કહે બેન માટે ઘોડી પણ દોડીને આપી દીધી. "તમે આપી ઘરેણાંની જોડી, તો મેં પણ મોકલી બેસવા માટે ઘોડી."

તાત્પર્ય કે, વાસનાથી બંધાયલા જીવોને રજ, તમ વગેરે ગુણોરૂપ ઠગ ફસાવી આત્મજ્ઞાનરૂપ ધન હરી જાય છે. અને જન્મમરણના પ્રવાહમાં નાખેછે. સ્વર્ગ, વૈકુંઠ વગેરે લોકના ભોગની આકાંક્ષા રાખેછે તેથી તેવાં પુણ્યકર્મ કરી, સકામ કર્મનાં ફળ ભોગવવા ત્યાં જાય છે તો તે પુણ્ય-ખાઇ પરવાર્યો કે પાછો ચોર્યાસીની જાળમાં આવી પડેછે. માટે માયિક પદાર્થમાત્રને ક્ષણિક જાણી, અખંડ આત્મતત્વમાં નિષ્ઠા રાખી નિષ્કામ કર્મ કરતા રહી, વાસના અને આસક્તિથી રહિત બની રહેવું.

૮—કામ, ક્રોધ અને લોભ, એ ત્રણ મોટા ફાંસીઆ છે. તે રજોગુણ તમોગુણથી થયલા હોવાથી સંસાર ભ્રમણચક્રમાં વારંવાર ઘુમાવ્યા કરે છે. માટે સત્વગુણ સાથે મૈત્રી કરીને, તે એને જીતી વશ કરવા.

એ વિષે દૃષ્ટાંત આપવામાં આવે છે.

ચાર બ્રાહ્મણો હતા. તે નિત્ય સ્નાન, સંધ્યાદિ પોતાનું કર્તવ્ય કર્મ કર્યા કરતા. તેઓ બહુ ગરીબ હતા તેથી રૂ. ૫૦૦૦) કમાઇ આવવાની તેઓને ઇચ્છા થઇ, અને પ્રદેશ નિકળ્યા. ભગવાને જાણ્યું કે પોતાનું કર્મ ચુકશે–મારૂં ધ્યાન ચુકશે. તેથી દયા કરી અને એક વાવમાં જળપાન કરવા ઉતર્યા. ત્યાં સુવર્ણની બે ઇંટ રૂ. ૧૦૦૦૦)ની દેખાડી. તે લઈ ખુશ થયા, ને બોલ્યા કે શ્રમ લેવો મટી ગયો. બહાર ઝાડતળે વિશ્રામ લેવા બેઠા. બધા ક્ષુધાતુર થયલા, તેથી બે જણા ગામમાં મીઠાઈ વગેરે ખાવાનું લેવા ગયા. પેલા રહેલા બેને લોભ વળગવાથી વિચાર સુઝયો કે, આપણે ભાગે અડધી ઇંટ આવશે. માટે તે બે આવે તેવા તરવારથી ઉડાવી દેવા. તેજ રીતે, તે બેને પણ એવોજ લોભ થવાથી વિચાર્યું કે મીઠાઈમાં વિષ ઘાલવું. તે રીતે ઝેર ભેળી ખાવાનું લાવ્યા. તેવા તેમને તરવારથી ઉડાવી દઇ મીઠાઇ ખાવા બેઠા તેથી તે ખાઇને તે બે પણ લાંબા થઇ જ્યાં હતા ત્યાંજ સુતા. (મરી ગયા.)

તાત્પર્ય કે દ્રવ્ય સંગ્રહથી આવી ખરાબી કરનારા તે કામ ક્રોધ લોભ શત્રુ છે. માટે સત્વગુણ સંપાદન કરવો; તે તો સ્વધામ–સ્વદેશના પાદર સુધી પોંચાડી શકે એવો છે. ભગવાને કહ્યું છે કેઃ—

**काम एष क्रोध एष रजोगुण समुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥**
**सत्वात्संजायतेज्ञानं रजसो लोभएवच ।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेवच ॥**

૯—પિતા, પતિ, માતા, ગુરૂ, જ્યેષ્ટ ભ્રાતા, વગેરે પૂજ્ય છે અને પુત્ર, પત્નિ, પુત્ર, પુત્રી વગેરે આશ્રિત પ્રજા, શિષ્ય, કનિષ્ટ ભ્રાતા, એવા અનુક્રમથી તે પૂજ્ય વર્ગની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી દોષ ભાગી થાય છે. છતાં હરિસ્મરણ ધ્યાનમાં જો તેમાંનું કોઇ પ્રતિબંધ કરતું હોય તો તેનો ત્યાગ કરવો. કેમકે પરમાત્માજ અત્યંત અને અંતિમ પ્રીતિ કરવા યોગ્ય છે. આત્મા છે તેજ સર્વ પ્રાણીની પ્રીતિનો વિષય છે. અને શ્રીહરિ છે તેજ આત્મ સ્વરૂપે સર્વમાં રહેલો છે.

**અહમાત્મા ગુડાકેશ સર્વ ભૂતાશય સ્થિતઃ** એ ભગવદ્વાક્ય છે (ગીતા). તે રીતે પૂર્વે કોણે, એવા હરિસ્મરણું કરતાં પ્રતિબંધ કરનારનો ત્યાગ કીધો હતો તે દૃષ્ટાંતથી જણાવાય છે.

પ્રલ્હાદને, હરિસ્મરણુંથી વારંવાર અટકાવી અનેક પ્રકારનાં દુઃખો આપ્યા છતાં તે નહીં ત્યાગતાં, પ્રતિબંધ કરનાર પિતાનો ત્યાગ કરેલો, અર્થાત્ તેનું કહેવું નહીં સ્વિકારી પોતાના નિશ્ચયપર દૃઢ રહેલા.

મીરાં બાઇએ એજ કારણને લીધે પતિનો ત્યાગ કરી પ્રભુમાંજ સંલગ્ન રહી, અનેક કષ્ટ સહીને પણ અડગ રહ્યાં હતાં.

ભરતે પોતાની માતા કેકઇનો તિરસ્કાર કરી પ્રભુ રામચંદ્રને માટે જટા વલ્કલ ધારણ કરી, નંદીગ્રામમાં, રામ આવતાં સુધી રહ્યા હતા.

બલિરાજાએ ગુરૂ શુક્રાચાર્યનું કહ્યું નહીં માનીને વામન ભગવાનને માગેલું ત્રણ પગલાં પૃથ્વીનું દાન આપવા સંકલ્પ કરી આપ્યું હતું.

વિભીષણે પોતાના મોટા ભાઇ રાવણને, સીતા પાછાં આપી પ્રભુ રામચંદ્રને શરણે જવા, સમજાવ્યા છતાં ન માન્યું, તેથી તેનો ત્યાગ કરી શ્રીરામને શરણે આવ્યા હતા.

૧૦—મનને વિષયાસક્તિરૂપ રંગથી નહીં રંગતાં વૈરાગ્ય અને જ્ઞાન રંગથી રંગવું. મોઢેથી શાસ્ત્ર બકયા કરવાથી કે ભાષણોમાં ઉપદેશનાં બણગાં ફૂંકયા કરવાથી લોકોને ઠગવા જેવું છે. પોતાને અસર-જ્ઞાન નથી તે બીજાને શું અસર કરશે!? એ વિષે દૃષ્ટાંત કહેવાય છે.

ઠગમણિ નામે એક લુચ્ચો ઠગ હતો. તેણે એક પોપટ પાળ્યો. તેને રોજ ભણાવે કે, બોલ પોપટ! **"ઇસ્મે કયા"** બરોબર ન બોલે તો સોટી ચમકાવે. એમ બરાબર બોલતાં શિખ્યો ત્યારે પાંજરૂં લઇ કાશીમાં આવ્યો. અને બુમ પાડતો ફરે, કે આ પોપટ ચારે વેદ, શાસ્ત્ર, પુરાણ બધું ભણેલો છે, કોઇને લેવો છે? સો બસો વિદ્યાર્થી ભણેછે ત્યાંના શ્રીમાન ગુરૂએ તેને બોલાવ્યો. ગુરૂ કહે પાંચમો વેદ પણ જાણે છે કે? પોપટ કહે, "ઇસ્મે કયા." ગુરૂ ખૂબ આશ્ચર્યથી પુછેછે કે, ભાગવત પડે હો? પોપટ કહે "ઇસ્મે કયા." વાહ વાહ! એને કોઇ વાતની નવાઇજ નથી. કીંમત પુછી. ઠગ કહે, સવાલાખ તરત સવાલાખ આપી પાંજરૂં ખરીદી લીધું. ઠગ તો ઝટ ચાલ્યોજ ગયો. પછી બીજે દહાડે એક પાનામાં એક શ્લોકનો અર્થ બેસતો નહોતો તે લઇને પોપટને પુછે

છે, તો પોપટ કહે, "ઇસ્મે ક્યા." ગુરૂ કહે, ઠીક, પણ કૃપા કરીને અર્થ કરી બતાવો. પોપટ દરેક પ્રસંગે એટલુંજ બોલેછે કે, "ઇસ્મે ક્યા." આ જોઇ બધા શિષ્યો સાથે ગુરૂ પસ્તાયા, કે ઠગ ઠગી ગયો. હવે એ તો નાઠો અને રૂપીઆ ગયા.

તેમ, મૂઢમતિ લોકો નાસ્તિકનું બોલવું સાંભળીને બકેછે કે, નાહાવાથી શું ! સત્સંગથી શું ! એ બધાં ઢોંગ છે. ઇસ્મે ક્યા—એમાં શું. એવા લોકો તે પોપટની ન્યાતનાજ જાણવા. ભાષણના ભડાકાની દોડ (running) માં જાણે ઘોડા, અને સમજણ વર્તનમાં તપાસો તો ભર્યો રાખોડો.

૧૧—સદ્ગુરૂ અને સંત મહાત્માની શ્રદ્ધા પ્રેમથી સેવા કરવાથીજ પરમ અમૃત મળેછે. ज्ञानमुत्पद्यतेपुसां क्षयात्पापस्य कर्मणः । પાપ કર્મનો ક્ષય થઇ જાય ત્યારે પુરૂષને જ્ઞાન થાયછે. તે નિષ્કામ કર્મથી–હરિગુરૂ સંતની પ્રેમ શ્રદ્ધાપૂર્વક સેવા કરવાથી પાપ બળી જાયછે ત્યારે સદ્ગુરૂ પ્રસાદ થાયછે એટલે જ્ઞાન પ્રાપ્ત થાયછે. ત્યાં દૃષ્ટાંતઃ—

એક શિષ્યે ૧૨ વર્ષ સુધી ગુરૂની ખરાં મનથી સેવા કરી. સાથેજ રહે, નિત્ય કથા સાંભળે, પણ જ્ઞાન થયું નહીં. ત્યારે બાર વરસે એક દહાડો ગુરૂને પુછેછે કે, ગુરો ! મારૂં સ્વરૂપ કોણ ? ગુરૂ કહે, બેટા, એ વાત પછી, પણ આજે આપણે કંતારેશ્વર જવુંછે, ત્યાં ચાલો. બેઉ જાયછે. રસ્તે એક ભક્તનું ગાડું આવેછે તે બતાવી પુછ્યું કે, બેટા ! આ શું આવેછે ? શિષ્ય કહે, ગાડું. ગુરૂ કહે કે નહિં. વિચારીને બોલ. શિષ્ય કહે, શું વિચારૂં, આ ગાડુંજ આવ્યું. ગુરૂ કહે કે ઠીક. એ ગાડું ન ઠરે તો તારૂં માથું કાપું ? શિષ્ય કહે, હા હા, આ પ્રત્યક્ષ ગાડુંજ પછી વિચાર શું. ગુરૂને જોઇ ભકતે ગાડું ઉભું રાખી ઉતરી પગે લાગ્યો. ગુરૂના કહેવાથી છોડી નાંખ્યું. પૈડાં ધોંસરી વગેરે છુટાં પડાવ્યાં, ને બધો ઢગલો કરાવી ગુરૂ કહેછે કે બોલ આમાં ગાડું કયું ? શિષ્ય તો ચકિત થઇ ધ્રુજવા લાગ્યો. ગુરૂએ તો ધાર વાળો ચપુ કાઢ્યો ને બોલ્યા કે હવે તારૂં માથું કાપુંછું. શિષ્ય કહે, હા મહારાજ. આ–લો. ગુરૂ કહે, ધન્ય છે. પણ હવે તારૂં માથું બતાવ બોલ અહીંથી કાપું ? શિષ્ય કહે, એતો ડોકી છે. જબ ઘાંસેં ? એ તો કાન છે. જબ ઇધરસેં ? એ તો ગાલ, તાળવું, બ્રહ્માંડ, કપાળ, વગેરે નિષેધ કરતાં, જેમ ગાડું કંઇ જડયું નહીં તેમ, "માથું" એવું કંઇ જડયું નહીં. ત્યારે ગુરૂ કહે હૈયા ફુટા ! જેમ ગાડું નથી અને માથું પણ નથી, તેમ તું પણ

વળી અમુક નામરૂપ વર્ણનું અભિમાન રાખી બેઠોછે તે કયાં છે? પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ વગેરેના સઉ સઉના ભાગ સોંપી દે, પછી ખોળી કાઢ, તું કયાં છે. બધાંનો નિષેધ કરતાં **नेति नेतीतिवाक्यैः** જે જ્ઞાન-રૂપ નિર્વિકાર આત્મતત્વ શેષ રહ્યું તેજ સાક્ષી દૃષ્ટા તું છે. એવો ભાગ ત્યાગ લક્ષણાથી અલગ પાડી સ્વરૂપમાં લક્ષ કરાવી ગુરૂએ શિષ્યને સ્વરૂ-પનું ભાન કરાવ્યું.

**तत्त्वमसि** ઉપદેશ કીધો. અર્થાત્ તત્ અને ત્વં પદનો લક્ષ્યાર્થ બતાવી **असि** પદમાં એકતા દર્શાવી. શિષ્યને કળ બેઠી–સમજાયું તેથી અત્યંત પ્રસન્ન થઇ, ગુરૂની યુક્તિ, કૃપા, શ્રમ, વગેરે ઉપકાર જોઇ ગદગદિત કંઠે સ્તુતિ કરતો ચરણમાં પડયો અને ગુરૂ પ્રસાદથી તૃપ્તિ અનુભવી ગુરૂ સાથે પાછા મુકામે ગયા.

૧૨—આઠમા પુષ્પરત્નમાં વ્યાપ્ત પરિમલે એવું ભાન કરાવ્યું કે, રજ તમ ગુણો જબરા ફાંસીઆ (ઠગ) છે, તે એનેતો સમીપ આવવા દેવા યોગ્યજ નથી. કેમકે ચાર વાલનું સુખ દેખાડી દસ મણનું–અરે દશ ખાંડીનું દુઃખ ભોગવાવે છે, એવા મહા ઠગથી જે નથી છેતરાતા તેજ નિર્વિઘ્ને ભવ-પાર જઇ શકેછે. એવા ઠગના પરાક્રમ વિષે એક બીજું દૃષ્ટાંત આ પુષ્પરત્નથી દર્શાવી સુજ્ઞ વાંચકવૃંદને હરિ ગુરૂ સંત અને વેદ ભગવાન સાવધ કરેછે.

આપાત રમણીય સુરૂપા નામની એક ગાંધર્વ નગરીમાં ચંદ્રજવર નામનો દ્વિજ પોતાની મનોરમા નામે સ્ત્રી સાથે આનંદમાં રહેતો હતો. શંકર સ્વામિના સમાગમથી તે દ્વિજ જ્ઞાન સંપન્ન થયો હતો. એક પ્રસંગે મોહોલ્લામાં લગ્ન સમારંભ હોવાથી વખણાયલું મોટું વાજું પડઘમ ઢોલ વગેરે વાગી રહેલાં, તેમજ ભભકાદાર પોષાક પહેરી સ્ત્રી પુરૂષો ભેગા થયલાં, તેમાં સુંદર યુવતિ વૃંદ ચિત્તાકર્ષક ગીતો ગાઇ રહ્યું હતું. તે બધું શ્રવણ કરતાં અને નજરે જોતાં મનોરમાનાં ચિત્તમાં રજોગુણ ભરાયો. તેથી વિચાર પ્રગટયો કે, આપણી પાસે હીરા, માણેક, મોતી, સુવર્ણાદિના ચાળીશ કરોડના દાગીના છે અને ૪૦ કરોડ રોકડા છે, વળી મારા પતિ મહારાજાના પુરોહિત છે. છતાં વાપરનાર કોઇ પુત્ર નથી, માટે એક પુત્ર હોય તો ઠીક. એથી કામના વશ થઇને તે સ્ત્રી સ્વામી પાસે આવી. તે વખતે તે દ્વિજરાજ પરમાત્માનાં ધ્યાનમાં નિમગ્ન હતા. તેમણે નેત્ર ખોલી જોતાં સ્ત્રીને ઉભેલી જોઇ પુછ્યું કે, કેમ શી ઈચ્છા

છે? સ્ત્રી કહે, પ્રભો! આ બધું જોઇ પુત્રની ઇચ્છા થઇ છે. પતિમાં પણ રજોગુણ ભરાયો તેથી ઋતુદાન આપવાથી દિવસ રહ્યા. બરાબર સાડાઆઠ માસ થયા એટલે રાજાના શહેરપર બીજો બળવાન રાજા બાવીસ કોટી લશ્કર સાથે ચડી આવ્યો, અને ઘેરો ઘાલ્યો. પ્રાણાંત સમય જોઇ આફતને લીધે લોકો ન્હાસી ગયા તે ભેળાં આ પતિ પત્નિ પણ બધું દ્રવ્ય, ઘર, વગેરે મુકી ન્હાસી છુટયાં. વનમાં એક બોરડી તળે આવ્યાં ત્યાં સ્ત્રીને લાગ્યું કે પ્રસવ થશે. સ્વામીને કહ્યું. ઝડપથી ગામ પાસે આવવા લાગ્યાં. સ્ત્રીથી આગળ ચાલી શકાયું નહીં ત્યારે રસ્તે ઝાડ તળે ઘાસ પાથરી સ્ત્રીને સુવાડી ચંદ્રજ્વર દાયણ શોધવા ગામમાં ગયા. એક શેઠને દયા આવી તેણે પૈસા ખરચી બે દાયણ અપાવી તે લઇને આવે છે ત્યાંથી મગર દેશનો રાજા જતો હતો તેનું મન તે દાયણમાં લોભાયું તેથી સીપાઇને હુકમ કરી દાયણોને લઇ ગયો. તે દ્વિજ બહુ ટળવળ્યો કે મારી આવી દુઃખદ અવસ્થા છે. આપ દયાળુ મહારાજા છો, માટે એને છોડો. રાજા કહે, મારે શું તેમાં–ગમે તે થાય લે રૂપીઆ બીજી લઇ જા. હવે અહીંતો સ્ત્રીને પ્રસવ થયલો છે. ઘણી પીડા પામી, અને પુત્ર થયલો છે. ત્યાં વણજારા આવ્યા. તે પુત્ર માટે ચાંદ્રાયણ વ્રત કરતા હતા. તે પેલા પુત્રને ઉપાડી ગયા. (જોતા જાવ રજોગુણના સપાટા). એક રાજા શીકાર રમવા આવેલો તે પેલી મનોરમાને લઇ ચાલતો થયો. છોકરો વણજારાને ત્યાં મોટો થયો તે જ્ઞાની નીવડયો, પરંતુ તે વણજારાને મોટી અસહ્ય આફત પડવાથી તે છોકરાને પેલા રાજાને ત્યાં વેચ્યો. તે એ છોકરાની માતા જે ત્યાંજ હતી તેણે રૂપીઆ ૧૩૦૦૦) આપી વેચાતો લીધો. છોકરો પાસે આવ્યો એટલે માતાના સ્તનમાંથી દુધની ધારા નિકળી પુત્રનાં મુખમાં પડી. એટલે પુત્ર કહે, અરે! માતુશ્રી! મા કહે, આવ બેટા. પછી બેહુએ પોતપોતાનું ભુક્ત વૃતાંત કહી વાકેફ થયાં, અને મા દીકરાનો ખરો સંબંધ સાબિત થયો તેથી હર્ષાશ્રુથી ભેટયાં. રવડતા રખડતા ચંદ્રજ્વર પણ ત્યાં આવી ચઢયા. તે સ્ત્રીને કહે, ચાલો હવે, એકાંતે જઇ પરમાત્મ ચિંતવન કરી સ્વસ્વરૂપમાં સમી જઇએ. સંકેત સ્થાન નક્કી કીધું. રાત્રે રાજાના મહેલમાં જઈ રાજાને મારી નાખી સ્ત્રી પોતાના પતિ પાસે આવી રહી. પુત્રતો આગળથીજ આવ્યો હતો, તેથી ત્રણે જણાં પચીસેક ગાઉ નિકળી જઇ એક વડતળે બેઠાં. ત્યાં તે ચંદ્રજ્વરને સર્પે ડંસવાથી તે તો ત્યાંજ ગત પ્રાણ થઇ પડયો. તેની સઘળી અગ્નિસંસ્કારાદિ ક્રિયા કરી પરવાર્યા પછી, મા

દીકરો પરમાત્માનું ધ્યાન કરવામાં લાગી જપ કરવા બેઠાં. ધ્યાનમાંથી બહિર વૃત્તિએ જોયું તો રજોગુણથી પડેલું બધું દુ:ખ સાંભરી આવ્યું, તેથી વૈરાગ્ય પામી ચિતા તૈયાર કરી, સ્વામી પાછળ તે સ્ત્રી બળી મુઇ. પુત્રે તેની પણ છેવટની ક્રિયા વગેરે કરી. અને આ રજોગુણ ફાંસીઆને પૂરો ઓળખી લઇ, તેની આંટીમાં નહીં ફસાવાનો દ્રઢ નિશ્ચય કરી, તે પુત્ર ધિધિકટ (તીવ્ર) વૈરાગ્ય પામીને, સત્સંગ કરી અડગ પુરૂષાર્થથી સ્થિત પ્રજ્ઞની સ્થિતીએ પ્હોંચી, જીવન્મુક્ત બની, અનેક જનોનો ઉપદેશ દ્વારા ભવ સમુદ્રથી ઉદ્ધાર કરી, અંતે વિદેહ કૈવલ્યને પામ્યો.

૧૩—બહુરૂપી અનેક વેષ લાવે છે, તેવો ભવાયો–નટ પણ અનેક વેષ ધરેછે, પણ મનમાંતો સુદ્રઢ સમજેજ છે કે, હું કાંઇ આ (કર્તૃમવેષ) નથી, પણ હુંતો અમુક........જે છઉં તેજ છું. તેમ વાણીયો, બ્રાહ્મણ, વગેરે ગમે તે અવતાર ધરો (ચાહોતે વેષમાં આવો) તોપણ તે વેષ ભજવતા રહી મનથી નિશ્ચય સમજો કે, હું કંઇ આ (દેહ) નથી–આ વાણીયા, બ્રાહ્મણનો વેષ હું નથી–માણેકલાલ, રામલાલ, ભગવતલાલ, મહેશ્વરલાલ, કે અમુક કોઇ પણ નામ રૂપવાળો આ દ્રશ્ય વ્યક્તિ હું નથીજ, પણ **तत्त्वमसि** મહા વાકયથી વેદ ઉપનિષદ અને સદ્‌ગુરૂએ ઉપદેશ કરાયલો હું તે છું **सोऽहं** એ જ્ઞાન દ્રઢ થયેથી કર્મ બંધન ત્રુટશે, અને સ્વસ્વરૂપે સ્થિતી થએથી સર્વ દુ:ખોની આત્યંતિકી નિવૃત્તિ પૂર્વક પરમઆનંદની પ્રાપ્તિ થશે.

**भिद्यते हृदयग्रंथि श्छिद्यंते सर्व संशयाः ।**
**क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥** ॥ શ્રુતિ ॥

૧૪—ઉત્તરમાં પોતાનું ઘર છે ત્યાં જવાનું તો છે, પણ મોહરૂપ મદિરા પીને ઉન્મત્તભૂત આ જગત દોડી રહ્યું છે દક્ષિણમાં. હવે એ છેટું શી રીતે ભાંગે! બ્રહ્મલોક પર્યંતનાં વિષય સુખો માયિક—મિથ્યા છે છતાં તેમાં સત્યત્વ બુદ્ધિ કરી, પોતાના સત્યસ્વરૂપને ભૂલી બેઠા છે. સંસારમાં કેવળ સ્વાર્થનીજ વાત કરતા ફરેછે, કંઇનું કંઇ કૂટે છે, એવાં જનો સુજ્ઞ મહાત્મા અને સચ્છાસ્ત્રોથી તિરસ્કાર પામે તેમાં શી નવાઇ!

દૃષ્ટાંત:—એક ડોસી તેલ દીવેલ વેચતી. તેને એવી ટેવ હતી કે, ગામમાં જે કોઇ મરે ત્યાં કુટવા દોડે. એક દિવસે પાંચશેરી ખોવાઇ ગઇ, અને ગામમાં એક શેરભાઇ નામે મીયાં ગુજરી ગયા. ત્યાં કુટવા દોડી, અને બીજાં બૈરાં પોતપોતાનાજ સ્નેહી સંબંધીનું સ્મરણ કરી

પોકારી કૂટતાં (તેવાંની મૂર્ખાઇ અને સ્વાર્થ વૃત્તિ વિષે સુજ્ઞ જનો ટીકા કરી રહ્યા છે તે સાથે તિરસ્કાર પણ કરતા રહેછે) તેમાં આ ડોસી પણ છાતીમાંથી લોહી નીકળતું જાય છે ને કૂટતી જાય છે કે, હાયરે શેરભાઇ, તારોતો શેર ગયો ને મારી તો પાંચશેરી ગઇ. આમ ખૂબ કૂટવાથી છેવટે તિરસ્કાર પામી હાંકી કઢાઇ. તાત્પર્ય કે, કરવાનું કંઈ છે અને કરે છે કંઇ. જવાનું ક્યાં છે અને દોડે છે ક્યાં. એવાં સંસાર પ્રપંચ ગ્રસ્ત અધિકાધિક માર ખાય છે. માટે સાવધ થાવ! જાગ્રત થાવ! સુજ્ઞ લોકો! સત્ય અને સરળ માર્ગે નિર્ભય બની ચાલો.

૧૫—આ વિશ્વમાં પ્રાણીઓની પ્રકૃતિ ત્રિગુણાત્મક હોવાથી તે પ્રત્યેક વ્યક્તિના શુભ અશુભ સંસ્કારાનુસાર ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે; તેથી તેમના અધિકાર ભેદને લીધે એકજ વાત-વિષયને સમજવામાં પણ ભિન્ન ભિન્ન પ્રકાર હોયછે. જે વિષય પર જેની જેવી રૂચિ તે તરફ ભાવાર્થને તાણી જાય છે. તે વિષે દ્રષ્ટાંતઃ—એક બાવન કરોડના આસામી શેઠ હતા, તેમણે કોઇ જગે સાંભળેલું કે ભારત સમાન દૈવત નથી. તે ઉપરથી તેણે વ્યાસને બોલાવી કથા મંડાવી. શેઠ, શેઠાણી, કુંવારી પુત્રી તથા મોહોલ્લામાંના કેટલાંક મનુષ્યો રોજ સાંભળેછે. ભારત સંપૂર્ણ થયું તે પ્રસંગે વ્યાસે એકાંતમાં શેઠને બોલાવી પુછ્યું કે, શેઠ! આટલા દિવસ થયા તમે ભારત સાંભળ્યું તેમાંથી શું યાદ રાખ્યું? શેઠ કહે, મહારાજ! શ્રી કૃષ્ણ આવા મોટા ઈશ્વર છતાં તેણે ૧૬૧૦૮ સ્ત્રીઓ ભોગવી, તેમજ અનેક ગોપીઓ સાથે રમણ કીધું તો હું ૨૦-૨૫ ભોગવીશ તો શું ફીકર છે. ઠીક. પછી શેઠાણીને પુછ્યું તે બોલ્યાં કે, દ્રૌપદી સતી હતાં તે છતાં પાંચ સ્વામી કીધા, તો હું સતી નથી તે છતાં ૩-૪ કરૂં તો શું ચિંતા છે. વ્યાસ કહે, ઘણું સારૂં. પુત્રીને પુછતાં તે બોલી કે કુંતાને કુંવારી અવસ્થામાં કર્ણ પુત્ર થયલો તો હું પણ ગમે તે છોકરાના સંસર્ગમાં આવી એકાદ સંતાનને જન્મ આપું તો શું હાની! વ્યાસ તો આ ત્રણ જણાની બુદ્ધિ જોઈ ચકિત થઇ બોલ્યા, વાહરે વાહ!!! કૃષ્ણ તો સમર્થ ઇશ્વર હતા. તેણે દાવાનળ પીધો હતો, અને શેઠ! મૂઢ! તમે ઉકળતી કઢી પણ પી શકો તેમ નથી. પીવા જશો તો મોઢું બળશેજ. દ્રૌપદી સમર્થ સતી હતાં તેમજ શ્રી કૃષ્ણ ઉપર તેમની અત્યંત શ્રદ્ધા ભક્તિ હોવાથી દુર્યોધનની સભામાં આણી ત્યારે તેનાં સતીત્વથી તથા પ્રેમથી પ્રભુએ સેંકડો વસ્ત્રો પૂરી લાજ રાખેલી, તેવી હે શેઠાણી તમે બે વસ્ત્ર તો પ્રભુથી પ્રકટાવો!

વળી વનમાં દશ હજાર વિદ્યાર્થી સાથે દુર્વાસા આવ્યા ત્યારે અક્ષય પાત્ર માંજી ઉંધું વાળેલું છતાં, એજ દ્રૌપદીની સ્તુતિથી પ્રભુએ પ્રગટ થઇ એક ભાજીનું પત્ર માત્ર લઇને બધું વિશ્વ તૃપ્ત કીધું હતું અને ઋષી મંડળીએ ગંગામાં સ્નાન કરતાં તૃપ્તિના ઓરકાડો આવ્યાથી બારોબાર પલાયન કરી જવું પડયું હતું. એ વાતો કેમ યાદ નથી કરતાં?! અરે મૂર્ખ બાળા! કુંતાએ સમર્થ દુર્વાસાની મહાકષ્ટે સેવા કરી જે મંત્રો મેળવેલા તેમાંથી પરીક્ષા ખાતર સૂર્યને બોલાવ્યા. તે સમર્થ દેવ હોવાથી તેનું કુમારિકાપણું ભ્રષ્ટ થયું ન હતું. તૂં શું જોઇને આવા તુચ્છ વિચાર પર ચઢી ગઇ! તમારાં ત્રણેનાં અંતઃકરણ બહુ મલીન છે તેથી ઉલટુંજ સુઝ પડયું. તાત્પર્ય કે,–પામર, વિષયી, મુમુક્ષુ, અને મુક્ત, એ ચાર પ્રકારનાં મનુષ્યો છે. જેની જેવી બુદ્ધિ તેવું તે પકડી બેસેછે, પણ સાર ખેંચી શકતો નથી. મુમુક્ષુ સુજનજનો યથાર્થ સમજે છે. મુક્તને કર્તવ્ય હોતુંજ નથી–તે તો વિદિત વેદ્ય હોયછેજ.

૧૬–હે સુજ્ઞ મુમુક્ષુ મહાશય! જો તમે સત્ય સિદ્ધાંત રહસ્ય સમજ્યા હો, તો વિશેષ પડપુછ કરી, પ્રયોજન વગર લાંબા તાર કાઢયા કરી વ્રથા કાળક્ષેપ કરશો નહીં. સમજ્યા હો તો ત્યાં સમી જજો. અહંમમત્વના ડોકીઆં હવે કાઢયા કરશો નહીં. એ ટેવને લીધેજ અનેક કલ્પ મહાકલ્પો વીતી ગયા છતાં અંત આવતો નથી, અને આ ભવાટવિ ભ્રમણ મટતું નથી. જેમ, દ્રષ્ટાંત––કે, છપન ભોગની રસોઈ બની છે. થાળ પીરસી છે. જમવા બેઠા. તેમાંથી ફક્ત એકજ ચીજ કઢી ઉપર તર્ક વિતર્કનો તાર ચલાવાય–અર્થાત્ એ શાની બની, છાશ કયાંથી લાવ્યા, રામજી દેસાઇ કોનો છોકરો–મા કોણ, બાપ, કાકા, ભાઇ કેટલા, કયાં છે, કોણ છે, કેવા છે, વગેરે, ગાયની કે ભેંસની છાશ, ભેંસ કેટલાની, તે દેસાઇનું ઘર કેવડું વગેરે, ભેંસને પાડો છે કે પાડી, ઘર બંધાવ્યું ત્યારે કેટલા મજુર, કડીઆ, સુથાર હતા, તે કેવડા અને કયાં છે, કેવા છે, પાડી કેવડી છે, વગેરે તાર કાઢતાં છેડો ૮૦ વર્ષે પણ આવે નહીં. એકજ વસ્તુની પડપુછમાં આયુષ્ય વીતી જાય, ભુખે મરે, મૂર્ખ ઠરે, રસોઇ બગડે, અને રવડી મરે. પણ પ્રસન્ન મનથી પીરસાયલો પ્રસાદ થાળમાંથી જમી જાય તો નિર્વિઘ્ને તૃપ્તિનો અનુભવ કરી સુખી થાય. તેમ, માયા કયાંથી થઇ, કેમ થઇ, કેવી છે, ઇશ્વરને શામાટે જગત કરવું પડયું, વગેરે તર્કના ગુંછળાં વાળી તેના અભિમાનરૂપ અગ્નિથી સેકાયા કરી નકામો કાળક્ષેપ કરી આયુષ્ય ક્ષય ન કરતાં સદ્ગુરૂ, સંત મહાત્મા, વેદશાસ્ત્ર અને

ઇશ્વરનાં વચન ઉપર શ્રદ્ધા રાખી જે જે આજ્ઞા વર્ણાશ્રમોચિત હોય તેને તાબે થઇ પોતાના સ્વસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી, જીવત્વથી સમૂળગા ટળી જઇ, તે પરમતત્વમાં સમીજવું-અર્થાત્ કર્તવ્ય કરી કૃતાર્થ થઇ રહેવું.

૧૭—હે વિવેકી સુજ્ઞ! આપાત રમણીય ભ્રાંતિજન્ય દ્રશ્યમાં મોહથી બાઝી નહિં પડતાં દ્રષ્ટાપદે સ્થિતી કર-અસંગ ચિન્માત્ર સાક્ષીપદે સ્થિર થા. પ્રયોજન વગરની શંકાઓને અવકાશ ન આપ. જેમ, દ્રષ્ટાંત,—

એક ગુરૂમુખી ભક્ત ૧૦૦ ગાયોને ચરાવતો હતો. એક દિવસ ગાયોને બહુ ત્રષાતુર જોઇ એક તળાવપર પાણી પાવા લાવ્યો. પોતે પણ કંઇક પીવાની ઇચ્છાથી તળાવનું પાણી હાથમાં લઇ જુવેછે તો તેમાં સૂક્ષ્મ જંતુઓ (પોરા) દીઠા. તેથી વિચાર્યું કે ગાયો પાણી પીશે તો હજારો જીવ મરશે. અને જો ગાયને નહીં પાઇશું તો ગાયો મરી જશે. વિચારમાં પડી ગયો છે, એટલે તેના ગુરૂ રસ્તેથી જતા હતા તેણે પેલાને ઉંડા વિચારમાં પડી ગયલો જોઇ પુછ્યું કે, આટલું બધું શું છે? તેણે પડેલી શંકા કહી બતાવી. ગુરૂ કહે, ભલા માણુસ! તું તારે સાક્ષીરૂપે દૂર ઉભો રહીને જોયા કર. વિધી અને નિષેધ તો સર્વળે હોયજ. તેમ ધર્મ અધર્મ પણ હોય છેજ. જે થવાનું હશે તેમ થશે, ત્હારૂં કામતો માત્ર દુર ખશે રહી સાક્ષીરૂપે જોયા કરવાનું છે. ભક્ત દુર ખસી ગયો. ગાયો પાણી પીને થંડી પડી-પ્રાણ બચ્યા. ગુરૂ આવી ચડયા ન હતે તો પેલાના વિચારમાં ગાયો પાણી વગર પ્રાણ વગરની થઇ પડતે. તાત્પર્ય કે, આ સંસારમાં ગમે તે રીતે-ઇશ્વરની જેવી નિયતી હોય તેમ ભલે થાવ. અસંગ સાક્ષી દ્રષ્ટાપદે રહી મહાત્મા જોતા રહેછે તેમ સ્થિત પ્રજ્ઞની દ્રષ્ટિથી જોતા રહી પ્રારબ્ધ ભોગવી લઇ અંતે પરમાત્મપદે સમવું.

૧૮-સંસારના વિષયોમાં સુખ માની તેમાં આસક્તિથી ફસાયા કરવાથી પોતાનું સત્ય સ્વરૂપ વિસરી જઇ, ભ્રાંતિ પુષ્ટ થતી જતાં દેહાધ્યાસ વધી જઇ, અધોગતિ પ્રાપ્ત કરેછે. પણ તે માયાનું ઘેન જે ત્રિદોષ વગેરે પ્રકટાવી મૂઢ બનાવી દેછે, તે ઘેન ઉતારવા સદ્દગુરૂથી ઉપદિષ્ટ મહાવાક્ય બોધામૃત પરમઉત્કૃષ્ટ ઔષધી છે. એ વિષે દૃષ્ટાંતઃ-એક વિદ્વાન પંડિતનો છોકરો વેદ શાસ્ત્ર ભણી સારી પ્રતિષ્ઠા પામેલો હતો. તે પિતાની આજ્ઞાથી ધોત્યાં ધોવા તથા સ્નાન કરવા અશ્વિની કુમાર ગયો. ત્યાં કેટલાક સોબતી બ્રાહ્મણોએ ભાંગ બનાવેલી. તે લેવા તે છોકરાને આગ્રહ કીધો. છોકરાએ કહ્યું કે મને એનો કદી અભ્યાસ નથી માટે ક્ષમા કરો. મંડળીના વધુ આગ્રહથી એક લોટી પીધો. તેમાં એલચી, સાકર, ગુલકંદ, કેશર વગેરે ખુબ મસાલા નાખેલા તેથી બહુ સ્વાદ

લાગી. બીજી એક લોટી આગ્રહ કરી આપી તે આસક્ત બની પી ગયો. પછી પુછ્યું કે, કેમ મહારાજ બીજી લેશો? તે કહે, લાવો. ત્રીજી લોટી ગટકાવી લીધી. પછી તે ધોત્યાં ધોઇ ચાલ્યો. ભાંગ ચઢી ગઇ, તેથી રસ્તે બકવા માંડ્યું કે, દુર રહેજોરે ભાઇ, હું તો ભંગી છું. માર્ગે આવનાર લોકો કહે, આ તો અમુક પંડિતનો વિદ્વાન પુત્ર છે, આ શું થયું! રસ્તે છોકરાં પાછળ લાગ્યાં. ઘેર ગયો ત્યાં પણ એમજ બોલેછે કે, મને અડકશો નહીં–હું ભંગી છું. પિતાએ આંખો લાલ બનેલી જોઇ સમજ્યા કે, એણેતો ભાંગ પીધેલી લાગેછે. તેને ઓરડીમાં ગોંધ્યો ને તાળું માર્યું, ને કહ્યું કે, લે, ભંગી છે તો દુર બેસ. બીજે દહાડે ભાંગ ઉતરી ત્યારે બુમ પાડવા માંડી કે મને આ ઓરડીમાં કોણે શામાટે ગોંધ્યો છે? વાહ! એટલે તેના બાપ આવ્યા. તે કહે અલ્યા, તું તો ભંગી છે ને. પુત્ર કહે, એ શું બોલ્યા! આપણે તો વૈદિક પવિત્ર બ્રાહ્મણ છતાં આવું કહેવાનો શો હેતુ! એ રીતે ઘેન ઉતરી ત્યારે પોતાનું સાચું સ્વરૂપ સુઝયું, ત્યારે કેદખાનામાંથી મુક્ત થયો. તાત્પર્ય કે, માયા–ઘેન ઉતરે ત્યારે ધ્યાનમાં આવેછે કે, આ જગત દ્રસ્યમાત્ર માયાનો બ્રાન્તિજન્ય આડંબર છે તે કલ્પિત–મિથ્યા છે. એ સંસારના વિષયસુખો સારાં લાગવાથી (જેમ લોટી પછી બીજી લીધી, પછી સ્વાદ લાગવાથી ત્રીજી લીધી તેમ) વધારે વધારે ભોગવવા પ્રવૃત્તિ કરાય છે. પણ તેની કેફમાં સ્વરૂપભાન ખોઇ બેસી દેહમાં આત્મબુદ્ધિ કરાય છે. તેથી ભંગીજ કહેવાય. મળ–મૂત્ર હાડ–માંસનું વહન કરનાર બ્રાહ્મણ કદી હોતો નથી, એ કામ તો ભંગી કરેછે. તે મલીન પદાર્થ ભરેલો દેહ હું છું એમ કહેછે તે બ્રાહ્મણ કદી હોઇ શકે નહી. તેથી જ્યારે દેહાભિમાની ભંગી બન્યો ત્યારે આ સંસારરૂપ કેદખાનાની એક નાની કોટડીમાં પુરાઇ રહેવું પડ્યું. જ્યારે કેફ ઉતરશે ત્યારે કેદખાનાથી મુક્ત થવાશેજ. પછી વિષયસુખને વિષવત્ જાણશે. અર્થાત્, હું અનંત અપાર અખંડ સર્વત્ર પરિપૂર્ણ સત્ચિદાનંદઘન પરંબ્રહ્મતત્વજ છું (આ દેહ દ્રસ્યાદિ હું નથીજ) એમ પોતાનું ભાન આવ્યું કે ભવબંધ તડાતડ તુટી જશે અને મુક્ત થઇ પરમ સુખરૂપ થઇ રહેશે.

૧૯—સદ્વસ્તુનું જ્ઞાન અધિકારી હોયા વગર નથી થતું. પોતેજ આત્મસ્વરૂપે સ્વતઃસિદ્ધ છે છતાં દેહાધ્યાસ થવાથી બ્રાન્તિ પડી ગઇ તેથી શોક થાય છે. કાચની બારીમાંથી, મેહેલમાં રહીને આપણે બહારનો દેખાવ–લોકોને જોઇએ છીએ, તેમ દેહરૂપ મેહેલમાં નેત્રરૂપ કાચની

બારીમાંથી અભિમાની આ દ્રસ્યજગતને જોઇ રહ્યો છે. નેત્ર તે દ્રષ્ટાને જોઇ શકતાં નથી, કેમકે જડ છે. દ્રષ્ટા ચેતનસ્વરૂપ છે તેજ તારૂં સ્વરૂપ છે ત્યાં લક્ષ સ્થાપવાને માટે-બ્રહ્માત્મૈકય જ્ઞાન મેળવવાને શ્રવણ, મનન, સત્સંગ, વગેરે કરવાને તું પ્રથમ તારોજ રસ્તો સ્વચ્છ કર, એટલે કર્તવ્ય કરી લે.

મહાશ્રીમંત એક જણ કાશી જવા નિકળ્યો. તેણે વિચાર્યું કે, રસ્તે જતાં જંગલોમાં કાંટા વાગશે તેથી બધી જમીન ચામડે મઢાવીએ. ત્યારે એક વિવેકીએ કહ્યું કે, મોટો રાજા પણ એટલી બધી જમીન ચામડે મઢાવી શકે તેમ નથી તો તું શું કરશે. પણ તારા પોતાનાજ પગમાં જોડા પેહેરી લે. પછી જોજે કે જ્યાં જ્યાં તું ચાલે તે બધી જમીન ચામડે મઢી છે, કે તને કાંટા વાગે છે. તેમ, પરમાત્માનું સ્વરૂપ જાણી તું તારી મેળે આનંદ પામ. જેઓ અધિકારી નહીં હશે તેવાને કહેવા જશે તો ખાવા દોડશે.

એક શેઠ પોતાની સ્ત્રીને ડોકમાંનો કંઠો જેમાં ૧૫ લાખનો હીરો જડેલો હતો તે આપીને કલકત્તે પેઢીનો હિસાબ તપાસવા ગયો. રાત્રે સુતી હતી તે સવારે ઉઠી ત્યારે હીરાવાળો ભાગ પછાડી વાંસા તરફ આવી રહેલો. તેથી આગળ હીરો નહીં જોતાંજ ભ્રાન્તિ પડી કે, જતો રહ્યો. રાંધનારી આવી તેને કહ્યું કે, રાંડ તેં મારો હીરો કાઢી લીધો. લડાલડી ચાલી. લોક ભેગા થયા. એક જણ પાછળથી આવ્યો તેણે કહ્યું, શેઠાણી નકામાં લડો નહીં, તમારી ડોકમાંજ છે-પાસેજ છે, જરા પાછાં ફરી જુવો તો ખરાં. તરત નજર કરી. હીરો જોતાંજ "હાસ" કહી પ્રસન્ન થઈ. તાત્પર્ય કે, પરમાત્મા આત્મસ્વરૂપે પાસેજ છતાં ભ્રાન્તિ પડી ગઇ તેથી કાશી, મથુરા, ગોકુળ, દ્વારકાં વગેરેમાં હશે એમ જાણી દોડાદોડ કરી દુઃખી થાય છે. પણ કોઇ સુજ્ઞ સંત મળે તે **અયમાત્મા બ્રહ્મ, તત્ત્વમસિ** ઇત્યાદિ ઉપદેશ વાક્યથી અપરોક્ષ બતાવેછે ત્યારે શાન્તિ થાય છે, કે અહો! મારા શિવાય બીજું નથી.

૨૦—તરવાર લોઢાંની છે તેને સ્પર્શમણિ અડકવાથી સુવર્ણની બની જાયછે, પણ આકાર તો હતો તેજ રહેછે. તેમ, જ્ઞાન થવાથી અજ્ઞાન આવર્ણ નષ્ટ થઇ જતાં સ્વરૂપનું ભાન થાયછે ત્યારે અનંત બ્રહ્માંડનો અધિષ્ઠાન સ્વતઃ સિદ્ધ સ્વયંપ્રકાશ પરબ્રહ્મ ચૈતન્ય પુરૂષ હુંજ છું એમ સમજાય છે, પરંતુ પ્રારબ્ધની સમાપ્તિ પર્યંત દેહ તો પ્રતીત થતો રહેછે.

એવાં અનંત અપાર અખંડ ચિદાનંદઘન મહોદધિનો અનુભવ કરી મુનિ ઉદ્દાલકે સમાધિમાંથી વ્યુત્થાન દશા પ્રાપ્ત થતાં કહ્યું કે, હે સુજ્ઞ શિષ્ય!—

**किं करोमि क गच्छामि किं गृह्णामि त्यजामि किं ।**
**आत्मनापूरितं सर्वं महाकल्पांबुना यथा ॥**

હું શું કરૂં, કયાં જાઉં, શું લઉં, અને શું ત્યાગ કરૂં. મહાકલ્પ વખતે સર્વત્ર જળ જળમય જેમ થઇ રહેલું હોય છે તેમ, સર્વત્ર આત્મતત્વથી પૂર્ણ છે.

૨૧—એક ડોસીએ ધન દાટેલું હતું તે કાઢવાનો વિચાર કર્યા કરતી હતી એટલામાં પરોણો આવ્યો તે ભુખ્યો હતો તેથી જમાડવો જોઇએ. પણ તેને કહેછે કે મારૂં દાટેલું ધન કાઢવા દે, પછી જમાડુંછું. તે ચતુર જ્ઞાની હતો અને વળી ભૂખ્યો પણ બહુ થયલો, તેથી બોલ્યો કે, માજી તમને ઉંટ યાદ આવશે તો ધન કદી નિકળવાનું નથી. ત્યારે તો ડોસીએ તેને જમાડી વિદાય કીધો. પછી ડોસી જયારે ખોદવા જાય ત્યારે ઉંટજ યાદ આવે, તેથી પડતું મુકે. એમ વારંવાર થવા લાગ્યું. પછી તો જ્યાં દેખે ત્યાં ઉંટ શિવાય બીજું દેખે નહીં. બીજે વરસે તેજ પરોણો આવ્યો તેને બુમાટા પાડી કહેવા મંડી કે, મુવારે! તું શું કરી ગયો. હુંતો ઉંટ વગર કશું દેખતીજ નથી. પરોણો કહે, તો માજીરે! એજ પ્રમાણે સર્વત્ર પરમાત્માનેજ જુવોને.

તાત્પર્ય કે, આત્મધન પ્રાપ્ત કરવા–સાધન સંપન્ન થવા તથા વિચાર કરવા રૂપ શ્રમ લઇ આંતર સંશોધન કરનારને, તે પ્રયત્ન કરવામાં આ સંસારનાં સ્ત્રી, પુત્ર, ધન, ધામ, ગાડી, વાડી, લાડી, માડી, પાડી, નાડી, અંબાડી, સાડી, પ્હાડી, ધાડી, લબાડી, વગેરે હરકોઇ વિષય પદાર્થ પ્રાણીની આકૃતિના સંસ્કાર ખડા થઈ વિઘ્નરૂપે આગળ આવેછે, તેને હટાવી કાઢી તે સ્થાને, સદ્દગુરૂરૂપ અતિથી પરોપકારજ કરવાને ભૂખ્યા–અન્યને ભવભયથી તારવાની ઇચ્છારૂપ ક્ષુધાવાળા એવા આવી અધિકાર બરાબર નથી થયો ત્યાંસુધી મૂર્તિપૂજા, ઉપાસના, મંત્ર વગેરે બતાવીને, બરાબર તેમાં પરિપકવ થયલો જોઇ, એટલે ઉત્તમ અધિકાર આવેછે ત્યારે ઉપદેશ કરેછે કે, હવે તું પરમાત્માજ પૂર્ણ ભરેલા છે એમ જો. અર્થાત્, એજ રીતે જ્યાં દેખે ત્યાં તે શ્રીહરિનેજ જોતાં શીખ. તેજ હરિ તું રૂપે અને આ સર્વ રૂપે શોભી રહ્યા છે. **इदमहं च वासुदेवः।** એ રીતે દૃષ્ટિ કરી નાંખ, તો ભવભય ટળી પરમશાન્તિ થશે. એજ

વિચાર કરવા રૂપ અંતરભૂમિ ખોદવાથી આત્મધન લાભ થશે-જડશે. એટલે સર્વના અધિષ્ઠાનભૂત કેવળ ભૂમાસ્વરૂપ હું જ છું, એમ સમજાતાં પરમ આનંદ થશે.

૨૨—એક ક્ષત્રિએ પોતાની બેનને એક રાજા સાથે પરણાવેલી ત્યાં એક પ્રસંગે ગયો હતો. મહિનો રહી પાછો જતાં રાજાએ રૂ.૨૦૦૦)નો ઘોડો બક્ષિશ કીધો તે ચાર ઠગે જોયું, અને તે પડાવી લેવાના વિચારથી ચારે જણ છુટા છુટા અડધો અડધો ગાઉ છેટે જઇ બેઠા. પેલો ઘોડાપર જાય છે ત્યાં પ્રથમ ઠગ મળ્યો તે કહેછે કે, આ ગધેડાંપર બેસી કયાં જાવ છો. ક્ષત્રિય કહે, અરે મૂઢ, ઘોડો છે તે નથી જોઇ શકતો? ઠગ કહે, ગાંડા થયા. સાફ ગધેડું છે ને આ શું કહોછો! પછી આગળ જતાં બીજો ઠગ કહે, આ ખચ્ચર ગધેડું કયાંથી આણ્યું. તેને પણ નહીં ગણુકારતાં આગળ ચાલ્યો. ત્રીજો કહે, આવા ઠાકોર થઇને ગધેડાંપર બેઠાછો, એ નવાઇ. પેલાને શંકા થઇ કે, આ શું! રખેને ગધેડું તો નહીં હોય. એમ શંકામાં આગળ ચોથો મળ્યો તે કહે આગળ ગામમાં રાજા મરી ગયો છે અને તેના છોકરાને ગાદીએ બેસાડેછે ત્યાં સારા સારા ગાડી ઘોડાપર લોકો આવે છે ત્યારે તમે ગધેડાપર પધારો તે ઠીક દેખાશે કે! એ સાંભળી પેલો તો નક્કી સમજ્યો કે ગધેડુંજ હશે. એમ જાણી ઉતરી પડયો. અને ઘોડાને હાંકી કાઢતો હતો એટલામાં રથમાં બેસી એક શેઠ આવતા હતા તેમણે આ પ્રપંચ જાણી જઇને કહ્યું, ખબરદાર, હાંકી મુકતો નહિં, એ ઠગ લોકો છે. એટલે તો તે ઠગ નાસી ગયો. શેઠે કહ્યું કે, ભાઇ, તું નથી જોતો કે પ્રત્યક્ષ અશ્વ છે. આ ઠગ ક્ષણમાં તમને ઠગીને ચાલ્યો જતે. તમેજ ગાંડા છો. ઘોડો તે ગધેડું કદી હોઇ શકે ખરૂં કે?! તેમ, દેહાભિમાની અજ્ઞાની મનુષ્યો રજતમગુણથી આવૃત બુદ્ધિવાળાં છે તેઓ, ઇશ્વરાભિમુખ થનારા ભકત જ્ઞાનીને ફસાવેછે કે, ભાઇ આપણે તો જીવ-પાપી, વગેરે જાળ નાંખી આત્મધન હરિ લેવા પ્રયત્ન કરેછે. પરંતુ આપણે દઢ નિશ્ચય રાખી તેની ઉપેક્ષા કરીએ, અને તેમાં શ્રદ્ધા કદી લુલી થતાં સંશયગ્રસ્ત થવાય તો સંતો અથવા સદ્‌ગુરૂ ખાત્રી આપી દઢ અપરોક્ષ ભાન કરાવી લુટાતા બચાવેછે. કે, ભાઇ, આ સર્વ શ્રીહરિમયજ છે. “જીવ” એવી ભ્રાન્તિને અવકાશજ નથી. તું અને આ શિવજ છે.

૨૩—વિષ ભેળેલા સાકરના લાડુ હોંસથી ખાનાર જરૂર મરેછે-ખાતાં તો મિષ્ટ લાગેછે પણ પરિણામ પ્રાણઘાતમાં આવેછે. તેમ, સંસારનાં વિષયસુખો પ્રારંભમાં સુખરૂપ લાગેછે પણ પરિણામમાં જન્મમરણનાં હેતુભૂત થાય છે.

ઝાંઝવાનાં જળ પીવાની આશામાં દોડીને થાકનાર નિરાશ બની પાછો ફરેછે, તેમ, આ ભૂલોક, સ્વર્ગ, વૈકુંઠાદિ લોકનાં સુખો છે તે વાસ્તવ સુખ નથી–નાશ પામનારૂં સુખ છે; તેની ઇચ્છા કરનાર જે લોક છે, તેઓ મૃગવારિથી તૃષા મટાડવા ઇચ્છેછે તેવા છે.

૨૪—એક ચોર હતો તે પકડાતો નહતો. એક સમયે કોઈ વિચારવાન સાથે સહેજ કંઇ બેઠેલો જોઇ તે શાહુકારે ઓળખી પકડાવ્યો. તેની સાથે પેલા જ્ઞાતાને પણ બાંધ્યો. એ અયોગ્ય થયું, પરંતુ તે જ્ઞાની તો વિચારે છે કે, મને બાંધવાને કોઈ સમર્થ છેજ નહીં. આ દેહનાં પ્રારબ્ધે દેહ બંધાયો તેમાં મારે શું છે! હું તો સ્વયંપ્રકાશ સાક્ષી છું, હું તો જ્ઞાનઘન આનંદસ્વરૂપ છું.

એક ડોસી રેંટીઓ કાંતી પોતાનું ગુજરાન ચલાવતી હતી. અને સાધુ સંત આવતા તેને રોટલા ખવાડતી. તે ડોસીની ઝુંપડી નમી ગઇ હતી તે જોઇને એક સાધુએ કહ્યું કે, એક ટેકણ મુક. તેથી એક ટેકણ મુકયું. એ રીતે જે સાધુ આવે તે એક એક ટેકણ મુકાવતા જાય. ઘરમાં પચાસેક ટેકણ થવાથી જવા આવવાને જગા રોકાઇ ગઇ. માથામાં વાગે કે આંખમાં લાગે એવું થવા માંડ્યું. ત્યારે અકળાઇને બારણેજ રાંધી ખાવા લાગી. એક સાધુ મહાત્મા આવ્યા તે કહે, ડોસી કાંઇ ખાવાનું આપેછે? ડોસી કહે, હા મહારાજ. લો, એમ કહીને રોટલો પાણી ચણા વગેરે આપ્યું. અને પછી ઉન્હો રોટલો કરી મહારાજને ખવાડવા બારણે સગડી સળગાવી. સંત કહે, માતાજી! બારણે કેમ રાંધો છો? ડોસી કહે, પ્રભુ! જુવોની, ઘરમાં વગ કયાં છે. સંતે જોયું, ને કહે કે, અહોહો! માજી, આ બધાં ટેકણ કાઢી નાખી એકજ મજબુત ટેકણ રહેવા દો. પછી તેમ કીધું ત્યારે ઘરમાં રહેવાયું.

તાત્પર્ય કે, પ્રપંચનાં અનેક લાકડાં–અનેક વિચાર–અનેક સંસ્કાર જેણે જે કહ્યું તે બધાં મનમાં ભરાઇ રહ્યાં છે તે બધાં કાઢી નાંખવાં. કેમકે તે બધાં બહુ કલેશપ્રદ છે. અથવા અનેક સાધુરૂપ મત–પંથના અનેક આચાર્ય–ઉપદેશકો જુદા જુદા પોતાના તરફના ઉપાસના કરવાના પ્રયોગો બતાવતા જઇ ચિત્તને ગુંચવી નાખ્યું તેથી મન બહુ મુઝવણમાં પડી જવાથી અંતરગ્રહમાં જવાનું–એકાગ્રતા કરવાનું સુઝતું નથી ત્યારે સ્થવિર મહાત્મા આવી બધાં ટેકણાં કઢાવી નાંખી, મજબુત સુદૃઢ એકજ

ટેકણ રખાવે છે-કે, આ દેહ, મન, પ્રાણ, જગત વગેરે બધુંજ આત્માને વિષે કલ્પિત છે. હું સર્વનો પ્રકાશક ચિન્માત્ર આનંદરૂપ છું. એ એકજ વિચારરૂપ દૃઢ ટેકણ રાખવું.

જપ્તી આવવાની હોય ત્યારે માલ મીલકત બધી બીજાને ત્યાં મુકી દેછે. પછી કોઇ પુછેછે કે, હવે કાંઇ બાકી છે? તેને કહેછે કે, હવે કાંઇજ બાકી નથી. પણ "કાંઇજ બાકી નથી," એવું કહેનાર બાકી (અવશેષ) છે. તેમ **નેતિ નેતિ** કરતાં જે તત્ત્વ બાકી-અવશિષ્ટ રહી જાય છે, તેજ તૂં છે **तत्त्वमसि** એમ સૂચવેછે ત્યારે જાણેછે કે, **सोऽहम्** તે હું છું.

૨૫—એક વિશાળ મહાસુંદર બાગ છે તેમાં ગુલાબ, મોગરા, ચંમેલી, સાહેલી, ચંપો, કેળ, દાઢીમ, ઔદુંબર, પારિજાતક, જમરૂખ, અંજીર વગેરે અનેક પ્રકારનાં ફુલ ફળોનાં વૃક્ષો છે. તે બાગમાં વિશાળ તળાવ છે તેના મધ્યમાં મોટો કુવો છે. તે જળાશયમાંથી બધાં ઝાડોને પોષણ મળવા પાણી પહોંચાડવા માટે નાની મોટી નીક-કયારા કરેલા તે દ્વારા સર્વ ઝાડોમાં તે એકજ પાણી જતું, અને તે જળથી પોષણ પામી બધાં વૃક્ષો પ્રફુલ્લિત સુંદર શોભતાં હતાં. પાણી તો અભેદ એકજ છતાં મરચીનાં ઝાડને પોષણ મળેછે તેનાં મરચાં તીખાંજ થશે. દાઢમ મિષ્ટ થશે, કેળાં, અંજીર વગેરે પણ મિષ્ટ થશે, પુષ્પોમાં જે જાતની જેવી ખુશબો હશે તેવીજ જુદી જુદી સુગંધ તે પુષ્પોમાંથી મળશે. જુવાર તો જુવારજ થશે, બાજરી, ઘઉં, ચણા, મગ, વગેરે પણ જે જેમ હશે તે તેમજ થશે. જુવાર કદી ઘઉં, બાજરી કે વાલ નહીં થશે. ગુલાબે કદી મોગરાનું પુષ્પ નહિં આવશે. જેની જે જાત, રૂપ, રંગ, સ્વાદ, નામ, આકાર, વગેરે સ્વાભાવિક હશે તેજ પ્રકારે થશે. તેમ,—એકજ પરમાત્મા આ વિશાળ વિશ્વવાટિકા-બાગમાં વ્યાપી રહેલો છે-(જળવત્) એકનીજ સત્તા વ્યાપ્ત છે, તેથી પ્રાણી પદાર્થ પોત પોતાની હદમાં શોભી રહ્યાં છે. જેનાં જેવાં કર્મ, તે પ્રમાણે બુદ્ધિ થવાથી, પ્રત્યેક જણ સત્વરજતમ-ગુણના ન્યૂનાધિક અંશ પ્રમાણે, વર્તન અને નર્તન કરી રહ્યાંછે. પાણીને કોઇ વૃક્ષની પક્ષપાત નથી-સર્વને સરખું પોષે છે, છતાં વૃક્ષની જેની જે જાત સ્વભાવ હોય છે તેવાંજ તે થાય છે, તેમ પરમાત્મા સ્વયં અકર્તા છે, તે કંઇ કોઇને પોતા તરફથી કશું કહેતા કે કરાવતા નથી. જેમ, મરચી તીખાં મરચાં આપેછે અને દાઢીમડી, કેળ, અંજીરી મીઠાં ફળ આપેછે તેમાં પાણીનો અપરાધ-વાંક-તકશીર કોઇ કહી શકશે નહીં; તેમ, પ્રાણીનાં

કર્મ પ્રમાણે સારી નઠારી બુદ્ધિ થાય તેમાં પરમાત્માનો કશો અપરાધ (વાંક) કહી શકાતો નથી. એતો ફલ પ્રદાતા છે અને જળવત્ સત્તા સ્ફુર્તિ આપનાર છે.

૨૬—કામના રહિત-પરમેશ્વર પ્રીત્યર્થે નિષ્કામ કર્મ કરનારને જગતના માયિક પદાર્થ અને સ્વર્ગાદિ લોક મળતા નથી, પરંતુ કૈવલ્ય મોક્ષના હેતુભૂત અંતઃકરણની શુદ્ધિ થવારૂપ ફળ લાભ મળેછે. અને સકામ કર્મ કરનારને ઇચ્છેલાં પ્રાણી, પદાર્થ, સ્ત્રી, પુત્ર, ધન, માનાદિ મળેછે, અગર સ્વર્ગ વગેરે લોકનાં સુખ મળેછે. પછી કર્મનું ફળ અપાઇ ગયું-મળી ચુકયું એટલે ઇશ્વરને કંઇ તેને માટે કૃપા કરવા જેવું બાકી રહેતું નથી. સ્વર્ગમાં પુણ્ય ભોગવી રહ્યો કે તેનું સત્તર તત્વનું વાસના લિંગ આકાશમાં મળેછે, તે પછી વાયુમાં મળી તેજમાં મળેછે. ત્યાંથી મેઘ મંડળમાં મળેછે. ત્યાંથી વૃષ્ટિ થાય તે છાંટા સાથે મળી પૃથ્વીપર પડેછે. કોઇ ખેતરમાં અન્ન વાવેલું હોય તેમાં ભરાય છે. તે અન્ન તૈયાર થઇ, દળાઇ ઘડાઇ, રોટલો રોટલીરૂપે બની પુરૂષ ભોજન કરેછે. તે ભાવિ પિતા થનાર ખાયછે ત્યારે કંઠમાં તે (જીવ) પ્રાણાગ્નિથી બળે છે. ત્યાંથી મહા સંતાપને પામતું હુવું હૃદયે આવેછે, પછી પેટમાં આવેછે. ત્યાં જઠરાગ્નિમાં સંતપ્ત થાય છે તેથી આમ તેમ અથડાય છે; અને પિતાને કામ ઉત્પન્ન થાય છે, ત્યારે સ્ત્રી સાથે રતિ સંબંધ કરેછે. નેત્રમાંથી તેજનો ભાગ, જીભ, નાક વગેરેમાંથી જળ તથા પૃથ્વી વગેરેના ભાગ, વગેરે મળીને વીર્ય થાય છે. જેમ લીલું પાત્રું નીચોવીને રસ કાઢેછે, એટલે પાત્રાંની બધી નસો ખેંચાય છે, તેમ રાક્ષસીની ઉપમા વૈરાગ્ય સંપન્ન અમુક શાસ્ત્રકારે જેને આપી છે એવા સ્ત્રી * તે પુરૂષનો રસકસ (વીર્ય) ચુંસી લઇને, અંધ એવા કામી પુરૂષને નરમ કરી નાંખેછે. યોનીમાં જે કમળ છે તેમાં તે વીર્ય પડેછે. તેથી વૃદ્ધિ પામતાં-મહિને મહિને થોડો થોડો દેહ બંધાતો જાય છે. ચોથે પાંચમે મહિનેથી તેને બહુ દુઃખ થવા માંડે છે. જેમ કોઇ માણસની ઉપલી ચામડી ઉચેલી કાઢી તેને તેલની ઉકળતી કઢામાં નાખતાં બળ્યો બળ્યો થાય-અસહ્ય વેદના થાય છે. તેવો તે પ્રાણી માતાના જઠરાગ્નિમાં દુઃખ પામેછે. માથું નીચે અને ટાંટીઆ ઉપર એવી સ્થિતીમાં તેને ત્યાં

---

* दर्शनात्हरतिचित्तं स्पर्शनात्हरतिबलं । संभोगात् हरतेवीर्यं नारी· प्रत्यक्षराक्षसी ॥

ગર્ભમાં જંતુ, કીટ, કૃમી વગેરે કરડે છે. આઠમે મહિને પુરૂં શરીર તૈયાર થાય છે. નવમે દસમે માસે મહા કષ્ટે બહાર પડે છે. શિશુ અવસ્થામાં મા, બાપ, ભાઈ, સગાં વગેરેને મોટા રાક્ષસ જેવા દેખેછે. બાળપણમાં માકડ, ચાંચડ, મચ્છર વગેરે કરડેછે પણ બોલાતું નથી તેથી ત્રાસ પામી રડેછે. ભૂખ કે તૃષા લાગેછે પણ બોલાતું નથી. મોટી ઉમ્મર થતાં આમ તેમ દોડતાં પડી પણ જાય છે ત્યારે રડેછે. પારકાં ઘરમાં ચાલ્યો જાય છે. રસ્તે દોડતાં ગાય મારે, કુતરાં કરડે. પછી વિદ્યા ભણતાં મેહેતાજીના માર પડવાથી ત્રાસે છે. યુવામાં સ્ત્રી માટે દુઃખ, પછી સ્ત્રીથી દુઃખ, પછી પ્રજા પોષણ માટે દ્રવ્ય મેળવવામાં દુઃખ, તેનું સંરક્ષણ કરતાં દુઃખ, જતું રહે તેમજ, પુત્ર, સ્ત્રી મરે તો તેનાં દુઃખ; વૃદ્ધાવસ્થામાં પૌત્રાદિ તથા સ્વપ્રજનવર્ગનાં લગ્ન માટે, શારીરિક સ્થિતીમાં વિષમતા થતાં, ગતિભંગ થવાથી, વગેરે અનેક પ્રકારે દુઃખ, પ્રાણ ત્યાગ થતાં દુઃખ. એ રીતે જન્મે ત્યારથી મરે ત્યાંસુધી દુઃખ. મુવો કે પાછો કર્મ પ્રમાણે જન્મ. એમ વારંવાર જન્મ પામી દુઃખ સહી મરેછે અને જન્મેછે, છતાં છુટવા પ્રયત્ન કરતો નથી. જો એ દુઃખોથી ત્રાસ પામી તેમાંથી બચવા તીવ્ર ઇચ્છા પ્રગટે તો સંત મહાત્માની સેવા કરી, સત્સંગ સેવી, શ્રીહરીમાં ( ભકિત ) શ્રદ્ધા યુકત શુદ્ધ પ્રેમ દ્રઢાવી, તેમાં તન્મય બની રહીને મિથ્યા અહંમમત્વનો પરમાત્માના વિષે હોમ કરી ( આહુતી આપી ) મુકત થા; તો જન્મમરણનાં બંધનથી છુટી પરમ શાંતિને પામશે.

૨૭—એક ઝાડે દોરડી બાંધેલી તેમાં ભુંગળી પ્રોયલી, તે ઉપર કંઇ ફળ વળગાડેલું. તે ખાવાની લાલચે પોપટ તે ભુંગળીપર આવી બેઠો. એટલે ભુંગળી ફરી ગઈ. અને પોપટ તે દોરડીને ચાંચમાં લઇ ટિંગાઇ ગયો. તેથી ઉંચું આકાશ તરફ જોતો રહ્યો; તેથી ભ્રાંતિ પડી ગઇ કે, અહોહો! આટલું બધું પાણી ભરેલું છે, માટે જો હું ચાંચમાંથી દોરડી મુકી દઇશ તો ડુબી જઇશ, તે ભયથી ભ્રાંતિગ્રસ્ત બાપડો ટંગાઇ રહ્યો. એટલે પારધી આવી તેને પકડી લઇ ગયો. જો ચાંચમાંથી દોરી છોડતે તો મઝાથી ઉડી જતે. પણ પાણી કંઇજ નહીં છતાં વિશાળ એવાં આકાશમાં પાણીની ભ્રાંતિ કરી ઉલટાઈ ગયો, તેથી કાળરૂપ પારધીને હાથ સપડાયો. તાત્પર્ય કે, જીવ પોતાની મેળેજ, સંસાર વૃક્ષપર વિષયોરૂપ ફળની લાલચે આવી ફસાઇને અહમમત્વરૂપ દોરડીથી બંધાય છે. તેથી કાળને વશ થવું પડેછે—વારંવાર જન્મે મરેછે. જો

અહં કર્તા ભોકતાપણું છોડી દઇ વિશાળ ચિદાકાશમાં ઉડી જાય તો મુકત-સ્વતંત્ર બની મોજ કરે. પોતાની સ્વતંત્રતાથી-હાથ વતીજ છોડવાનું છે-કોઇ બીજાએ એને બાંધ્યો નથી.

૨૮—આ દ્રશ્ય જાગ્રત જગત કેવળ મનોમય-સ્વપ્નવત્ છે. જેવું સ્વપ્ન મનોમય-કલ્પના માત્ર ખોટું પ્રતીત થાય છે પણ વાસ્તવ નથી, તેવુંજ જાગ્રતમાં મનથી-મનની બહિર્વૃત્તિથી પ્રતીત થતું આ દ્રશ્ય સર્વ મિથ્યા-ભ્રાંતિ માત્ર છે. વિચાર કરી જોનારને તે પ્રત્યક્ષ અનુભવ સિદ્ધ છે. છતાં તેમાં પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત સ્ત્રી, પુત્ર, ધન, ધામ, ધરા વગેરેમાં મમત્વ, અને દેહ વગેરેમાં હુંપણું પકડી બાઝી રહેવાથી, પરિણામે જે મિથ્યા છતાં સાચું માની બેઠેલો તેનો અભાવ-અસ્ત થતાં, અનેક કલેશ સહન કરતો હુવો ભવાટવિમાં ભમ્યા કરેછે-ગબડતો ફરેછે. પરંતુ **नेहनानास्ति किंचन** આ કંઇજ નથી. પરમાત્માજ શોભી રહ્યા છે તે પ્રભુજ મારૂં અહં છે **अहमात्मा गुडाकेश सर्व भूताशयस्थितः** ॥ મારો આત્મા-હું, તે તેજ છે, એમ સ્વસ્વરૂપનું ભાન આણે તો આ વિશ્વ બગીચો ખેલતા ફરવાને સ્વતંત્ર માલકીજ એની છે.

૨૯—એક વૈસ્ય મહાશય, મુસાફરી કરતાં માર્ગમાં તૃષા લાગવાથી એક ગંભીર વડ સમીપ મોટો કુવો હતો તેમાંથી પાણી કાઢીને પીવાને ત્યાં કુવા પાસે આવ્યો. કુવામાંથી પાણી કાઢ્યું એટલે ઊંચે પર્વતપરથી એક વાઘ આવતો જોયો. મર્ણના ભયથી વડપર ચઢી ગયો. વાઘ વાટ જોય છે કે ઉતરે કે ખાઇએ. કલાક થયો એટલામાં પાંચ સ્વાર ઘોડા દોડાવતા આવ્યા તેથી વાઘ ન્હાસી પર્વતમાં ભરાઇ ગયો. પેલો વડપરથી કહેછે કે, ભાઇઓ! મને ગરીબને લેતા જજો, પેલો વાઘ મને મારશે. સ્વાર કહે, ચાલ, હેંડ, ઉતર. વૈશ્યભાઈ પેલી વડની ડાળપરથી નીચી ડાળપર આવેછે એટલામાં ઉપર વડ ઉપર એક મધપુડો હતો * તેમાંથી મધનું ટીપું હોઠપર પડયું તે જીભથી ચાટી લીધું તે ગળ્યું લાગ્યું. વિચારે છે કે બીજું પડે તો જાઉં. સ્વાર બુમ પાડેછે કે, ચાલ જલદી. પેલો

---

* આ દ્રષ્ટાંતને "મધલાળ" નામથી ઓળખવું. મધપુડો તો કેટલેક વરસે પણ (ટીપું ટીપુંજ પડયા કરે, અને ઉપરથી નવું મધ સંગ્રહ થતું રહે તો) પુરો થાય તેમ નહતું, અને અહીંતો દોરી કતરાઈ રહેવા આવી એટલે કુવામાં પડવાની તૈયારી છે. તેજ રીતે વિષયોનો પાર આવે તેમ નથી, અને આયુષ્ય તો અલ્પ છે, છતાં મધલાળ છોડતો નથી, તેથી કાળનાં મોઢાંમાં પડી સપડાયછે.

કહે, રાખ ભાઇ, એક બીજું ટીપું પડે તો આવું. વાટ જોઇ રહ્યો છે કે આ આવે છે, પેલું આવ્યું. પડ્યું કે ચાટી લીધું, ને ત્રીજાંની વાટ જુવેછે. સ્વાર બુમ પાડેછે. તેને કહે, સબુર કર. એક ટીપું પડે ને ઉતરૂં. સ્વાર કહે, ગાંડો છે કે શું! ચાલતો હોય તો ચાલ. વળી ટીપું ચાટીને તેજ રીતે કહેછે. સ્વાર કહે, અરે ગાંડા મૂઢ! તારી પકડેલી ડાળી તુટી જશે તો તું ડાળી સાથે આ કુવામાં જશે. પેલો કહે, નહીં તુટે, એક ટીપું પડે ને ઉતરૂંછું. સ્વાર તો થાકીને ચાલ્યા ગયા. પકડેલી ડાળને બે ઉંદર (એક ધોળો અને એક કાળો) કાતરી રહ્યા છે. તે કતરાઇ રહી એટલે ભાઇ કુવામાં પડયા. ઉંચે જોયું તો વડપર મોટો નાગ છે. નીચે કુવો છે તેથી બચવાનો બીજો રસ્તો નહીં હતો છતાં તુચ્છ મધનાં ટીપાંની લાલસામાં લોભાઇ, બચાવનારે પાસે આવી બચાવી લેવા આગ્રહ કર્યો છતાં નહીં માની અટકી રહ્યા ત્યારે ડાળી કતરાઇ રહેતાં કુવામાંજ પડે એમાં નવાઇ નથી.

તાત્પર્ય કે, વિષયાસક્ત જીવ વિષયોરૂપ મધની લાલચમાં આ સંસારરૂપ વૃક્ષપર દેહરૂપ શાખા (ડાળી) ને વળગી રહી, સંત શાસ્ત્ર ગુરૂ શ્રીહરિ (ગીતાના ઉપદેશદ્વારા), વગેરે રૂપ સ્વાર છોડાવે છે છતાં, છોડતો નથી. તે નજરે જુવેછે કે, કાળરૂપ વાઘ અને ઉપર નાગ, એ રીતે ટાંપી રહ્યા છે, અને ત્રીજી રીતે, રાત દિવસરૂપ કાળો ધોળો બે ઉંદર છે તે આયુષ્યરૂપ ડાળી કાતરી રહ્યા કે, કુવો એ ત્રીજા કાળરૂપ અત્યંત સમીપ છે. છતાં ક્ષણિક તુચ્છ લાલસા છોડવા મન થતું નથી, ત્યારે આયુષ્ય પુરૂં થતાં જન્મ મર્ણના કુવામાં પડેછે. માટે એ રીતે ઉક્ત દ્રષ્ટાંતનો સિદ્ધાંત-સાર સમજીને સમાસ એ કરવો-કર્તવ્ય એમ સમજવું કે, ક્ષણિક આ દેહ પ્રાપ્ત છે તો વિષયોના મોહમાં અટકી નહીં રહેતાં, હરિ ગુરૂ સંત અને શાસ્ત્ર ઢોલ વગાડી-બુમ પાડી જગાડે-ચેતાવેછે તે શબ્દથી સાવધ થઇ જઇ, જેમ ત્વરાથી દૂર ખસી સાક્ષીપદે અલગ સ્થિત થઇ પ્રભુમાં સમત્વને પામી જવાય તેમ કરી સુખી થવું. અસ્તુ. ૐ

એક મોટો શાહુકાર હતો તેને એક સ્ત્રી અને બે પુત્ર હતા. એક પાંચ વર્ષનો અને બીજો પુત્ર ત્રણ વર્ષનો હતો તે પ્રસંગે શેઠ મરવા પડયા. તેણે વિચાર્યું કે, મારૂં દ્રવ્ય જો સ્ત્રીને કહી બતાવીશ તો રાંડ અનેક પુરૂષો રાખી ઉડાવી દેશે તેથી શેઠે આગળથી એવી ગોઠવણ કરી મુકી હતી કે, બેહુ છોકરાના બે ઓરડા જુદા કરી આપ્યા હતા,

તેમાં રસોઇખાનું, ન્હાવાનું, સુવાનું, બધું દરેકને જુદુંજ કરી રાખેલું. અને બેહુ ઓરડામાં એક એક લક્ષ દાટેલા. પુત્રો બાળક છે તેથી સ્ત્રી વ્યભિચારમાં બધું દ્રવ્ય ફના કરી મુકે તો છોકરા રવડી મરશે, એવું સમજી આ પ્રમાણે ગુપ્ત રાખી પોતાના મિત્રને ફક્ત વાત કરી હતી કે, ભાઇ! છોકરા મોટા થાય ત્યારે તેમને બતાવજો. શેઠ તો દેહ છોડી ગયા. રૂ. ૫૦૦૦૦ જે કે પુત્રોનાં રક્ષણાર્થે, સ્ત્રીને ગુજરાન, વગેરે માટે આપેલા હતા, તેમાંથી શેઠ પાછળ પાંચ સાત હજાર ખરચ્યા અને બાકીના ખાનપાન મોજશોખ સાથે વ્યભિચારમાં ઉડાવી દીધા. છોકરા મોટા થયા, શેઠના મિત્ર તો કલકત્તે પોતાની પેઢી હતી ત્યાં ગયા હતા (હીસાબ તપાસવા તથા વેપાર માટે). એવી સ્થિતી આવી કે આદુ મરચાં વેચી છોકરાઓ પેટ ભરેછે. ૫–૭ વરશે મિત્ર શેઠ કલકત્તેથી આવ્યા. ત્યારે માતાએ કહ્યું કે, તમારા બાપના મિત્ર આવ્યા છે તેની પાસે જાવને, તે કાંક આપશે. મોટો કહે, તે શેઠ મોટો છે તો તેના ઘરનો, મારે કંઇ દરકાર નથી. નાનો તો શેઠ કાકા પાસે ગયો અને પગે લાગી હાથ જોડી ઉભો. શેઠે પુછ્યું કે કોણ છો? નાનો કહે, અમુક શેઠનો છોકરો. શેઠ કાકા બોલ્યા કે તે તો હમારા મિત્ર હતા. બેસ, ભાઈ, આવ. તારે જોઇએ તે સુખે લઇ જજે. છોકરો કહે, અરે! કાકા સાહેબ, હમો તો ગધા વૈતરૂં કરી મુશીબતે પેટ ભરીએ છીએ. શેઠ કહે, ગભરાતો નહિં. તારો મોટો ભાઇ છેને? પુત્ર કહે, હાજી. કાકા કહે, ભલે, ફીકર ન કર. જા, તારા ઓરડામાં એક લક્ષ રૂપીઆ દાટેલા છે તે લઇને, સુખે વ્યાપાર કરી વધારો કરતો રહી, નિર્વાહ ચલાવજે.

હવે મોટા ભાઇ તરફ વળીએ. ગઇ રાત્રે તે કાકા શેઠનું એક ઘોડું છુટી ગયલું. તે મોટા ભાઇના ઘરમાં ભરાઇ ગયલું તેને ડંગોરાં મારી કાઢી મુકયું તે તો ઠીકજ છે, પણ તે અશ્વને કહેછે કે, રાંડના! તું કલેકત્તેથી રળી લાવ્યું હશે તેમાં હમારે શું. એ ખબર શેઠને થયલી. ત્યારે શેઠે કહ્યું કે, હોય, બાળક છે. વળી એ છોકરો મિથ્યા મગરૂરીમાં કાકા શેઠ પાસે નમ્ર થઇને ગયો નહીં તેથી તેના ઓરડામાં દાટેલા રૂા. વિષે તેને ઉપદેશ મળે નહીં, એ સ્વાભાવિક છે. અને તેથી તેનું દારિદ્ર ખસ્યું નહીં, એમાં પોતેજ કારણ ભૂત છે.

તાત્પર્ય કે, આત્મારૂપી ધન સર્વ પ્રાણીના હૃદય રૂમમાં (ઓરડામાં) દાટેલું છે. તેજ સર્વનું પ્રાપ્તવ્ય, લક્ષ્ય, છે. પરંતુ અવિદ્યા માયાના વશમાં પડયા રહેવાથી દેહાભ્યાસ વધી ગયો. અને તેથી આત્મ ધન

નગરના દરિદ્રી થઇ જવાથી ભવાટવિમાં તુચ્છ વિષયો માટે તરફડીઆં મારતા બની ગયા છે. પરમાત્મા શ્રીહરિરૂપ પિતાના સાચામિત્ર તો શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ નિજાત્માનુભવી સમર્થ શ્રેષ્ઠ (શેઠ) એવા સદ્‌ગુરૂ મહારાજ છે. તેજ ફક્ત તે આત્મધન બતાવી દારિદ્ર મટાડી સુખી કરી શકે તેવા છે. પણ નમ્ર ભાવે અભિમાન છોડી પ્રેમથી તેને શરણે જઇએ તો તે દયાળુ દેવ જરૂર પ્રસન્ન થઇ કૃપા કરેછે. પણ, "એવા સાધુ બાવડાં ઘણાં રવડેછે, મારે તેની શી પરવા છે, તે તેના ઘરના મોટા" એવા ઉદ્‌ગાર કાઢયા કરી અવિદ્યા વશવર્તિપણું છોડીએજ નહીં, અરે, દયા દ્રષ્ટિથી કદી એકવાર એજ અવિદ્યા કંઇ ઉત્તમ સંસ્કાર વશથી વિદ્યા માયાપણાના આવેશમાં રસ્તો પણ બતાવી દે, કે સદ્‌ગુરૂ શર્ણુ જા, તું પાર પડશે; તે છતાં મલીન સંસ્કારોના બાહુલ્યથી ઉન્મત્ત પિશાચવત્ બની, તે ઉપદેશની ઉપેક્ષા કરીએ, તો જન્મ મૃત્યુરૂપ દારિદ્ર મટાવી અજરામરત્વ પ્રાપ્ત કરનારૂં આત્મધન – નિજપદ લક્ષ આપણને કેવી રીતે મળે વારૂ ? નહીંજ મળે. માટેજ **समित्पाणि श्रोत्रियं ब्रह्मनिष्ठं** પુષ્પ ફળ અથવા સમીધા હાથમાં લઇ સદ્‌ગુરૂશર્ણુ સ્વિકારી, અહંકારરૂપ શ્રીફળ અર્પણરૂપ સ્વ મસ્તક તેમનાં ચરણોમાં મુકી, સેવા કરી પ્રસન્નતા મેળવી, આજ્ઞા થયેથી અથવા પ્રસંગ જોઇને પ્રશ્ન કરવા કે, આ જગત શું છે, હૂં કોણ છું, ઇશ્વર કેવા છે, કયાં છે, મને શી રીતે મોક્ષ મળે, ઇશ્વર શી રીતે પ્રસન્ન થાય; વગેરે. પછી તે સદ્‌ગુરૂદ્વારા તેનાં સમાધાન શ્રવણ કરી, તેનું મનન કરી નિદિધ્યાસ કરતાં પરમેશ્વરજી, આ અને હૂં સર્વ એકજ પૂર્ણ છે, એવું અભેદજ્ઞાન દ્રઢ અપરોક્ષ થાય ત્યારે સદ્‌ગુરૂ ઇશ્વરની કૃપા મેળવી, સર્વ સંકલ્પ સન્યાસી એટલે કામના– ઇચ્છા માત્રને છોડી દઇ, સમ શાન્ત સચ્ચિદાનંદ બ્રહ્માત્મસ્વરૂપે અડગ સ્થિતી કરી ઠરી જવું.

એક માખી મધના વાડકાપર બેઠી છે અને મનમાં વિચારેછે કે એક ટીપું ખાઇને ઉડી જાઊં. એમ કરીને એક પગ (મધમાં) મુકયો. સ્વાદ લાગ્યું, એટલે બીજો મુકયો. એમ લાલચમાં ચારે પગ મધમાં મુકાતાં ડુબી ગઇ–નાશ પામી. તાત્પર્ય કે, લાલચ મહાદુષ્ટ છે તેને તાબે ન થતાં સંતોષ રાખવો. લાલચથી સંસારનો મોહ છુટતો નથી, ત્યારે કહેછે કે, મને પુત્ર થાય કે તરત કાશી જાઉં, પુત્ર થયો. બીનો મોહતો ખસેડતોજ નથી, તેથી વળી પુત્રી થઇ. પછી તો કહે કે, આ છોકરાનો વિવાહ કરીને જઇશું. પરણાવ્યો. પછી દીકરીની કાળજી

લાગી તે પણ પત્યું. ત્યારે પૌત્ર જોવાનો લોભ આવ્યો. વળી સ્ત્રી સંબંધથી વિષય સુખમાં ત્રપ્તિ થતી નથી, પણ ઇચ્છા વધતી જાયછે. એમ વાસના બદ્ધ રહેલો હુવોજ મરે છે. તેથી ભવ ભ્રમકૂપમાંજ પડેછે. માટે **विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः। निर्ममो निरहंकारः सशांतिमधिगच्छति ॥** સઘળી કામના છોડી નિસ્પૃહબની વિચર; અહંમમત્વ રહિત થનારજ શાંતિ મેળવે છે. એ ભગવદ્વચન ધ્યાનમાં લઈ અખંડ આનંદ જ્ઞાનસ્વરૂપ સ્વયંપ્રકાશ આત્મ વસ્તુમાં તૂં ગગન ગરક-ગેબ થઇ જા. આ ભાસેછે તે કાંઇજ નથી-ભ્રમ છે, તે પ્રભૂજ છે, તેજ તૂં છે.

મખ્ખી બેઠી સેહેત*પર, ચારે પગ ઠહરાય;
ગડતે ગડતે ગડ ગઇ, લાલચ બડી બલાય.
ચાહ ચમારી ચુહરી, સબ નીચનકી નીચ;
તૂં તો પૂરણ બ્રહ્મ હૈ, જો ચાહ ન હોવે બીચ.

**तृष्णा मात्रात्मकां बंधस्तन्नाशो मोक्ष उच्यते ।**
**बंधमोक्षौ न विद्येत नित्यमुक्तस्य चात्मनः ॥**
**नाहं मनुष्यो नचदेवयक्षो, न ब्राह्मणक्षत्री नच वैशशूद्रः ।**
**न ब्रह्मचारी न गृहीवनस्थो भिक्षुर्नचाहं निजबोधरूपं ॥**

૩૨—આનંદનો અનંત અપાર અમાપ મહોદધિરૂપ બ્રહ્માનંદ છે. તેનાથી ઘણોજ અલ્પ $\frac{1}{100}$ બ્રહ્માનો આનંદ છે. તેનાથી સોગણો ઓછો ઇંદ્રાદિ દેવતાનો આનંદ છે. તેનાથી સતાંશ ન્યૂન પૃથ્વીપતિ ચક્રવર્તિ રાજાનો આનંદ છે. આ તો એક કલ્પનાજ કરવામાં આવી છે. કહેવાને-સમજવા સમજાવવાને શબ્દથી આરોપ કરી કહેવું જોઇએ, તેથી ઉપલી કલ્પના ઉપનિષદાદિમાં કરી કહ્યુંછે. પરંતુ અંત રહિત કેવળ અમૃતમય જ્ઞાનાબ્ધિ એવા બ્રહ્મ સમુદ્રના પૂર્ણ આનંદના એક લેશમાં-તંખલું (તૃણ) જેમ જળમાં બોળીને છાંટીએ અને છાંટો પડે તેટલા આનંદમાં આ ચૌદ લોકનો-બ્રહ્મલોક સુધીનો બધો આનંદ છે. માયાના પ્રદેશમાં પ્રતીત થતો આનંદ છે તે આભાસ માત્ર છે.

વિષયાનંદ સંસાર હૈ, ભજનાનંદ હરિદાસ;
બ્રહ્મ અખંડ આનંદ હૈ, જાકી ભઇ વાસના નાશ.

---

* સેહેત=મધ. તા. ૨૧-૯-૧૯૭૦ પેહેલાં, સ્વા. ભૂમાનંદજી તથા બ્ર૦ મોહન સ્વરૂપથી.

૩૩—માતા, પિતા, ભાઇ, બેનો, સ્ત્રી, પુત્રો, પુત્રી, પૌત્ર, દુહિત્રો, મિત્રો, સગાં, સ્નેહી, વગેરે બધાં મુસાફરો છે. આ ભવાટવિ પ્રવાસે તું નિકળ્યો ત્યારે માબાપ વગેરે કેટલાંક તો તારા પેહેલાંના ભટકતા આવ્યા તેની સાથે તું થઇ ગયો. અથવા તું જન્મ્યો ત્યારથીજ તેઓ તારી સાથે છે. પછી સ્ત્રી, પુત્ર, મિત્રાદિ કેટલાંક તો રસ્તેથી તારી સાથે ભેગાં થતાં ગયાં. તેમાં કેટલાંકને ક્યાં જવાનું અને કોઇને ક્યાં જવાનું તે તને છોડીને ચાલતાં થયાં. અથવા તેઓને દક્ષીણે જવાનો માર્ગ આવ્યો ત્યાં તું ઉત્તરે કે પૂર્વે જવાનો હોવાથી તું તેમને છોડી ચાલ્યો. જેમ, રેલવેમાં મુસાફરી કરનારને ટ્રેનના ડબામાં ઘણા જણની સંગતિ આવી મળેછે, તેઓ સાથે પરસ્પર સ્નેહ બંધાય છે તે એવો કે છોડવું ગમતું નથી, તોપણ જેને વલસાડ, નવસારી, ડુંગરી, બીલીમોરા વગેરે સ્ટેશને ઉતરી પડવાનું હોયછે તેતો સ્ટેશન આવતાંજ પોટલાં લઇ વાટ જોઇ રહેછે, અને જેનું જ્યાં ઉતરવાનું સ્ટેશન આવ્યું કે ડબો ખોલી તરત ઉતરીજ પડેછે. તમારે સુરત ઉતરવાનું આવેછે ત્યારે અમદાવાદ સુધી જનારા સાથે ઘણોએ સ્નેહ થયા છતાં તમે પણ તેને માટે સુરતથી આગળ નહીં જતાં ઉતરી પડોછો. પશુ, પક્ષી, જીવ, જંતુ અને મનુષ્યાદિ બધાને એવો ક્ષણિક સહવાસ છતાં આસકિતથી દુઃખનો હેતુ થઇ પડેછે. પરંતુ જે કદી આપણને ત્યાગ નથી કરતો, અને રક્ષક સત્તાધિશ છે એવો આપણો મોટો ભાઇ એક મહેશ્વર–પરમાત્મા છે, તે આપણને સાથેજ રહી ગુપ્તપણે રક્ષેછે. તેથી ઉપલાં બધાં સંસારી સંબંધીઓ જુઠાં છે અને સાચામાં સાચો સગો તો એક ઇશ્વર–પ્રભુજ છે, તો પછી જુઠામાં પ્રેમ બાંધીને, હે મૂઢ! તું રખેને ફસાઇ પસ્તાતો, પણ સાચા મિત્ર, ભાઇ, માતા, પિતા, પતિ, એવા મોટાભાઇ ઇશ્વરમાંજ બધાંના વતીની સામટી પ્રીતિનો પ્રવાહ વહેવડાવી, તે પ્રભુમાંજ ખપી જઇ તે હરિ ગુરૂરૂપ–પ્રેમ સ્વરૂપજ બની રહેજે. અસ્તુ.

૩૪—માછી જાળ નાંખેછે તેમાં નાનાં મચ્છો આવેછે, તથા મોટું મચ્છ પણ કોઇ કોઇ આવેછે. મોટું મચ્છ આવે તે માંહેલો ગળ હોય તે ખાઇ જાયછે અને જાળ કાતરીને નિકળી જાયછે. અને છેટે રહીને જુવેછે કે, આ જાળે રાંડે મને ઘેરી લીધું હતું. તેમ, શબ્દ સ્પર્શ રૂપ રસાદિ વિષય જાળમાં પામર અને વિષયી જનોરૂપ નાનાં મચ્છો ફસાઇ મરેછે. અને ઉત્તમ મુમુક્ષુ અને મુક્ત પુરૂષોરૂપ મોટાં મચ્છ ફસાતા નથી. કદિ આવી પડેછે તોપણ તે વિષય જાળ કાતરી ( અભ્યાસ વૈરાગ્યથી ) નિકળી જાયછે. તે વિષયાસકિતનો ત્યાગ કરી મુક્ત થઇ રહેછે.–

૩૫—અફીણ, ભાંગ, ગાંજો, ચરસ, વગેરેની કેફથી ઘેન ચઢેછે. તેવું અજ્ઞાની કેફથી જે ઘેન છે તે સુષુપ્તિ છે. એ નિદ્રાને મમ માયા કહેછે—અજ્ઞાન કહેછે વગેરે. જેમ કોઇ બાળક પોતાની માતાની સોડમાં ચંપાઇને સુતું છે તેને કંઇજ ફીકર નથી, આનંદમાં છે. તેમ સર્વ પ્રાણી માત્ર નિદ્રારૂપ અવિદ્યા માયા (માતા) ના ખોળામાં આરામ લેછે ત્યારે કોઇને કશી ફીકર નથી રહેતી; આધિવ્યાધિનાં દુઃખ પણ શાંત થઇ જાયછે. અને જાગીને કહેછે કે, આજ હું એવો સુખમાં સુતો કે મેં કંઇ જાણ્યું નહીં. અર્થાત્ આત્મ સુખનો અને અજ્ઞાન બેહુનો દ્રષ્ટા સાક્ષી બનીને કહેછે. આજ પક્ષી આખો દહાડો ઉડી ઉડીને સાયંકાળે બે પાંખ બીડી દઇ પોતાના માળામાં આવી વિશ્રામ લેછે, તેમ, મન છે તે જાગ્રત અવસ્થામાં અનેક સંકલ્પ કર્યા કરતું ઉડયા કરેછે, અને સુષુપ્તિમાં જઇ લીન થાયછે. એ મનનો સાક્ષી પોતે શિવરૂપ આત્મા છે તે સર્વત્ર વ્યાપક અખંડૈક રસ પૂર્ણ છે તેનું જ્ઞાન સદ્દગુરૂ કૃપા પ્રસાદથી થાયછે. દષ્ટાંતઃ—

ગોરો નામે કુંભાર હતો, તે ભક્ત હતો. તથા વિઠ્ઠલનાથ સાથે વાતચીત કરતો, ખેલતો, બેસતો એવો પ્રભુનો વ્હાલો એવો નામદેવ પણ ભક્ત હતો. એકવાર બધા ભક્તની સભા મળી, ત્યાં એક ભક્તે ગોરાને કહ્યું કે, તું હાંલ્લાં ઘડેછે તેથી કાચાં પાકાં પરખતાં સારૂ આવડેછે માટે આ બધામાંથી કાચાં પાકાં ઓળખી આપ. ઠીક, મહારાજ, એમ કહી ગોરાએ હાંલ્લાં ઠોકી જોવાનું લાકડાનું ચપાટીઉં લઇ, ટપ ટપ સઉનાં માથાંમાં મારી ગયો. કોઇ બોલ્યું નહીં. પણ નામદેવ બોલી ઉઠયા કે, એ ગોરા! આમ શું મારેછે. એટલે સઉ બોલી ઉઠયા કે, કાચો કાચો. તેથી બહુ ઝંખવાણો પડી ગયો. અને વિઠલ પાસે જઇ પુછયું કે, પ્રભુ આપ સાથે મારે આટલો પ્રેમ, આપ જમો તોજ હું જમું, એમ છતાં હજી હું કાચો શામાટે? પ્રભુ કહે, તારે માથે ગુરૂ નથી. માટે જા, શાંતિપુરમાં એક કૃષ્ણારામ બ્રાહ્મણ છે તેને ગુરૂ કર. શોધ કરતા કરતા ત્યાં પ્હોંચ્યા, તો એક મહાદેવનાં દેહેરાંમાં, પગમાં પેહેરેલા જોડા સાથે શિવલિંગપર પગ નાખી, ઊંઘતા પડયાછે. આવીને બુમ પાડી. જાગ્યા એટલે પુછયું કે કોણ નામીઓ કે? નામદેવ કહે, આ મહાદેવપર પગ નાખી આપ સુતા છો! બ્રાહ્મણ કહે, લે ત્યારે તુંજ જરા પગ ઉંચકીને શિવ નહીં હોય ત્યાં મુકીદે. તેણે તો બેહુ પગ ઊંચકયા અને જ્યાં મુકવા જાય ત્યાં શિવલિંગ દેખેછે. બધું ચક્કર ફરી

થાકયો. ત્યારે પગ હાથમાંજ રાખી બોલ્યો કે, મહારાજ ! બધેજ શિવ છે, હવે શું કરૂં. બ્રાહ્મણ કહે, હવે સમજ્યો ? નામદેવ કહે, હા, મહારાજ. બસ. પછી ગુરૂએ માથે હાથ મુકયો. સચરાચર શિવ દીઠા. ભય, ભેદ, અને ભ્રાંતિ ભાગી. પાકો ભકત થયો.

૩૬—લાકડાંનો હાથી બનાવી કોઇ વેચેછે, રૂા. ૧૦) બતાવેછે. હાથીમાં કાષ્ટનો તિરોભાવ છે. પણ હાથી છેજ નહીં, કાષ્ટજ છે. મનમાંજ હાથીની કલ્પના તો છે. સુવર્ણનો ગરૂડ અને વિષ્ણુ બનાવી રૂા. ૨૦૦૦) કીંમત કહી વેચવા આવ્યો તેને વિદ્વાન કહેછે કે, વિષ્ણુ તારે હાથે વેચાવાને નવરા પડયા કે ! સુવર્ણનીજ કીંમત આટલી છે, એમ કહેને. તેમ, આ જગત નથી, એ પરમાત્માજ છે એમ જો.

૩૭—રામને ડગલે બરફીનો ડાઘ પડયો ત્યારે તજવીજ કરવા લાગ્યા કે, એ શું, કોની છે, કયાંથી ડાઘ લાગ્યો, સુખડીઓ પૂર્વે કોણ હતો, વગેરે. વસિષ્ટ ગુરૂ કહે, એમ પાર નહીં આવે, એ ડાઘો તરત ધોઇ નાખો, એટલે પાર. મહેન્દ્રની ઝોળીમાં સર્પ પડયો એટલે ઉપેન્દ્રે કહ્યું કે, ખંખેરીને ફેંકી દે, બીજા સવાલ પુછવાની ગરબડ કરતોજ નહિં, એમ નહીં કરશે તો કરડશે. તેમ, આ જગત્ કયાંથી આવ્યું, કેમ થયું, ખરૂં કે ખોટું છે, એવા ફણગા—અંકુરરૂપ કલ્પના કર્યા કરવી છોડી દઇને અંતરમાં પાછા વળી જઇ પરમાત્મ તત્વજ્ઞાનાબ્ધિમાં ડુબકી મારી જવું—અહંમમત્વને પ્રભુમાંજ વેહેવડાવી દઇ હરિમય બની રહેવું, તો સુખી થવાશે.

કૃષ્ણ પધાર્યા પછી કલિ આવ્યો તેને યુધિષ્ઠિરે પકડયો ત્યારે તે બોલ્યો કે, મારતા નહિં. હું ઘણો અવગુણી છું ખરો, પણ મારામાં બે ગુણ મોટા છે. તે એ છે કે, ગાયનાં સિંગ ઉપર તલનો દાણો રહે એટલી વાર પણ જો એકાગ્રચિત્તે અભેદભાવે હરિસ્મરણ—બ્રહ્માત્મૈક્યભાવના સ્થિર થાય તો મોટાં મોટાં પાપના ઢગ બાળી મુકત થાય.

**क्षणं ब्रह्माहमस्मीति यः कुर्यादात्म चिंतनं ।**
**स महा पातकं हन्तितमः सूर्योदये यथा ॥**

એક ક્ષણવાર પણ "હું સચ્ચિદાનંદ અખંડ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ છું" એવું એકાગ્રતાપૂર્વક આત્મચિંતન જે કરેછે તે, સૂર્યોદય થતાં જેમ અંધારૂં જતું રહેછે તેમ, મહા પાપોને હણેછે. અને બીજો ગુણ

( કલી કહે છે કે ) મારામાં એવો છે કે, મને કરીને અયોગ્ય સંકલ્પોરૂપ ગમે તેટલું પાપ થાય તોપણ તે દુઃખનું હેતુ થતું નથી–નડતું નથી. અથવા તેનો દોષ નથી; પરંતુ સારા દૈવી પુણ્ય સંકલ્પો થાય તેનું પુણ્ય તો થાય છે અને તે અધિક થાય છે. ભગવાન રામચંદ્રે માતા કૌશલ્યા તથા લક્ષ્મણજી પ્રત્યે પણ એજ રીતે કહ્યું છે. નિષ્કામકર્મ ( શરીરથી તથા મનથી ) કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે તે પરંપરાએ મોક્ષનો હેતુ છે, એટલે જ્ઞાનદ્વારા મોક્ષ આપેછે. જ્ઞાની–દ્રઢ અપરોક્ષ જ્ઞાનવાનને પાપ પુણ્ય બેહુ સ્પર્શ કરતાં નથી, કેમકે કર્તૃત્વ ભોક્તૃત્વાદિ અભિમાનથી રહિત અસંગ ( તે ) હોયછે.

૩૮—એક મોટો શાહુકાર શેઠ હતો. તેને પાંચ પુત્રો હતા. તેમાં નાનો હતો તે રોજ ઘરમાંથી ચોરી લઈ ગજવાં ભરી જઈ દોસ્તદારો સાથે ભાંગ પીએ તથા ગાંજો ફુંકે, પછી મહાદેવનું પૂજન ખૂબ પૂજા સાહિત્ય વડે કરે. પુષ્કળ દ્રવ્ય હોવાથી જણાય નહીં, પણ આવો ભંગી અને ચોર જેવો જોઇ બીજા ચાર ભાઇઓથી સહન થયું નહીં, તેથી પિતાને કહ્યું કે, આ નાનાભાઇને છેક વેહેવડાવી દીધો છે માટે એને કંઇ સફરે મોકલો તો પ્રદેશ પર્યટનથી સુધરે. બાપે જવાબ નહીં આપ્યો. માબાપ પોતાનાં મનમાં બધું સમજતાં હતાં, પણ બારણે વાત કાઢે તો અપકીર્તિ થાય, સાસરે વાત જાય તો ખોટું કહેવાય. પંદર દિવસ ગયા એટલે ફરી ચારે ભાઇએ બાપને કહ્યું કે, આવા ભાઇને સફરે મોકલશો તોજ હુશીઆર થશે. ઠીક. નાનાને બોલાવ્યો. બાપે કહ્યું કે, તું સફરે જા, તને ૫–૭ મોટાં વાહાણ ભરાવી આપું. પુત્ર કહે, પિતાજી! બહુ ખુશીથી જઇશ, તૈયાર છું. પુછ્યું કે શાનાં વહાણ ભરાવી આપીએ? નાનો કહે, મને તો બધાંએ ચોખાનાંજ ભરાવી આપો. ભાઇઓ બોલ્યા કે, અહિંપણ ભંગીપણું! એવાં ગાંડાં શું કાઢેછ. કાંઇ સુંદર કીંમતી માલ–કાપડ વગેરેથી ભરાવી આપવાનું માગી લે. ચોખા શું! મુર્ખાઇ છોડી દે. નાનો કહે, પિતાજી! મેં કહ્યું તેમ ભરાવી આપવાં હોય તો ચોખાનાંજ ભરાવી આપો. ભાઇઓ કહે, જયાંથી ત્યાંથી જવા દો, એ કહે તેમ કરીએ. ચોખાનાં વહાણો ભરાવી આપ્યાં. બાપને કહ્યું કે બધા ખલાસીને કહો કે બધા મારી આજ્ઞામાં રહે. તે રીતે ખારવાને શેઠે હુકમ આપ્યો. વહાણપર વિદાય કરી સર્વ ઘેર આવ્યા. ઉપડવાની તૈયારી થઇ ત્યારે એક ખારવાને રૂા. ૨) આપીને કહ્યું કે, જા, ગામમાંથી જેટલાં આવે તેટલાં સુપડાં લાવ, પણ ઘેર કોઇ જાણે નહીં. તે સુપડાં લાવ્યો. એક વહાણમાં પોતે બેઠો,

અને સાતે વહાણને સાથે લંગાર્યાં. અને છેલ્લા વહાણવાળા એક ખારવાને કહ્યું કે, આ એક સુપડું પાસે રાખી તેમાં ચોખા ભરી ભરીને સમુદ્રમાંજ નાખ્યા કરવા. તું થાકી જાય ત્યારે બીજાને સોંપજે, પણ અટક્યા શિવાય એ કામ જારી રાખવું. વહાણ ઉપડયાં. સુપડું ભરી ભરી ચોખા પધરાવવાનું કામ શરૂ થયું. જ્યાં જ્યાં બારાં આવે ત્યાં સલામતી આપતા જાય. કેટલાંક ગામ, શહેર, બેટ વગેરે મુકી ચાલ્યા જાયછે. ખાવાનું પુષ્કળ ભરી લીધેલું તેથી બધા આનંદ કરતા ચલાવ્યાજ જાયછે. અથાહ જળમાં આવી લાગ્યા, અને કેટલું પાણી છે તે કપતાનથી માપી શકાયું નથી. ઘણા દિવસ થયા; પાંચ વહાણ તો ખાલી થયાં, બેજ બાકી રહ્યાં છે. નાનાભાઇ શેઠ ગભરાયા. સઢપર આવી તપાસ કરાવી તો અપાર જળ શિવાય, જમીન કે બેટ કંઇ દીઠામાં આવતું નથી. વરસ દોઢ ઉપર થઇ ગયું, પાણી અમાપ છે, વારંવાર સઢ ઉપર ચઢી દુરબીનથી જોવાડતાં ઘણે દૂર કાંઇ અલ્પ જેવું દેખાયું ત્યારે તે તરફ વહાણ હંકાર્યાં. ત્રીજે દહાડે તે બેટ જણાયલો ત્યાં આવી પ્હોંચ્યા. વહાણ લાંગર્યાં. પાણી આસપાસ છે અને વચમાં બે ત્રણ ગાઉનો બેટ છે ત્યાં મુકામ કીધો. બધા જમ્યા, પરવાર્યા અને બેઠા છે.

હવે, વહાણ ઉપડયાં ત્યારથી ચોખા નાખવા માંડેલા તે ખાવાને નાનાં મોટા મચ્છો વહાણ સાથે (તળેથી) લાગેલાં. કેમકે સમુદ્રમાં અન્ન ક્યાંથી મળે! તેથી મગરમચ્છ, મહામચ્છ, વગેરે મુખ વકાસી ચોખા આરોગ્યાજ કરેછે. કરોડો મચ્છ વહાણ તળે વળગી રહેલાં હોવાથી વહાણોનું રક્ષણ સારી રીતે થયા કીધું.

રાત્રે શેઠ ખારવા નોકરો સુઇ ગયા ત્યારે સમર્થ મહામચ્છ, તેમના રાજા મગર વગેરેએ બધા મચ્છોને હુકમ કીધો કે, આજ લગી શેઠનું અન્ન ખાઇખાઇને આપણે પેટ ભર્યું છે, માટે એને કંઇ ઉપકાર કરવો જોઇએ, માટ દરીઆમાં જઇને જેનાથી જેટલાં લવાય તેટલાં મોતી વગેરે લાવી, શેઠના મુકામથી થોડે છેટે ઢગલો વાળો. ઠીક, મંડળી તો ઉંઘમાંજ છે. હુકમ પ્રમાણે મોતી લાવી મચ્છોએ ડુંગર કીધો. જેમાં આમળાં જેવાં, તેથી મોટાં મોતીઓ સૂર્ય તુલ્ય તેજવાળાં હતાં. સવારમાં એક ખારવો જાગ્યો, જુવે છે તો આંખે જોઇ શકાતું નથી એવો પ્રકાશ છે. ઉઠીને જોતાં મોતીનો ડુંગર છે. શેઠને બુમ પાડેછે કે, શેઠ! અરે ઉઠરે ઉઠ, તારાં ભાગ્યતો ખુલી ગયાં. ચોખા નાખ્યા કરવાનું કામ કરનાર તો તેનાં ધ્યાનમાંજ છે. તેને કંઇ ખબર નથી. શેઠ તથા બધા ખારવા

ઉઠયા. તે મોતીના ડુંગરપર તડકો પડેલો તેથી જાણે કોટી સુરજ ઉગ્યા હોય તેવું બની રહ્યું છે. શેઠ બોલ્યા કે, ખબડદાર! કોઇપણ ચોખા નાખવા બંધ નહિ કરે. ખારવા પોકારી ઉઠયા કે, નાજી સાહેબ, ચોખા નાખવાનું જારીજ છે. શેઠે બુદ્ધિ વાપરી બધાને હુકમ કીધો કે, આ કળ છે. એ કળ (માટી)નાં છાણાં બનાવો. અને તે દરેકમાં ૫-૭-૧૦-૧૨-૧૫ એમ સમાય તેટલાં મોતી ઘાલી ગોળા બનાવો. બધા મંડી પડયા. તેણે બધાં મોતીને એ રીતે ઠેકાણે પાડયાં. અને તે છાણાના ગોળા ખાલી વહાણમાં બેટપર તડકે સુકવીને ભરી દીધા. શેઠે તે બધા ગણીને નોંધ રાખી. પછી નાનાભાઇ શેઠ બધાને કહે કે, હું જરા બેટપર ફરીને આવુંછું. ખારવા સાથે આવવા તૈયાર થયા તેમને રોકી પોતે એકલાજ ગયા. દૂર એક મઢુડી હતી તેમાં એક સંતે સમાધિ ચઢાવેલી ત્યાં જઇ તે મહાત્માના પગે પંપાળવારૂપ સેવા કરવા બેઠો. સાધુએ ધીમે રહીને સમાધિ ઉતારી અને કહ્યું કે જે હોય તે દૂર ખસો. શેઠ છેટે ગયો. સાધુએ શાંત પડી બોલાવી કહ્યું કે, નેત્રમાંથી અગ્નિ નિકળે તે દાહ પમાડે તો તમને દુઃખ થાય તેથી તમને દૂર ખસવા કહ્યું હતું; હવે આવો. સંત કહે, અહો! આ ઠેકાણે માનવી કયાંથી! તે છોકરે પોતાનાં દુઃખસુખની બધી વાત અથથીઇતિ સુધી કહી બતાવી. સંત કહે, બચ્ચા! ચિંતા મતકર ખાધું કે ભુખ્યોછે? છોકરે કહ્યું કે, ભુખ્યો છું. ગુરો! અચ્છા, જબ, લે, આ રાખનો ઢગ છે. ઇસ્મેસે ફાકા માર; ઓ કુંડમેંસે જળ પીલે. ઋષિની આજ્ઞા થઇ તેથી ફાકા માર્યા તો તેના આગળ અમૃત ભોજન શું ગણત્રીમાં! ખૂબ ધરાયો ત્યારે પાણી પીધું. સાધુ કહે, બેટા, આ ગુટકો લે. એને મુખમાં રાખી આંખ મીંચીને તું આવ્યો ત્યાં (જયાં) જવાની ઇચ્છા કરશે ત્યાં તું આંખ ઉઘાડતાં પોંહોચેલોજ જોશે. તે ગુટકો લીધો. અને મહાદેવ પાર્વતી એવા સાધુપુરૂષનાં દર્શન માટે કોઇ કોઇવાર નિકળેછે તે એક પ્રસંગે તે મહાપુરૂષના દર્શન માટે આવેલાં, તે વખતે જગદંબા પાર્વતીનાં કાનની ઝાલ પડી ગયલી, તેપણ, બેટા, તું લેજા, એમ કહીને આપી. તે ઝાલ અતિ સુંદર અનેક સૂર્યનાં તેજ તુલ્ય હતી. અહીં બધા ખારવાઓ ફીકર કરી રહ્યા છે. સૌ ભુખ્યા છે. રાંધેલાં એમ ને એમ રહ્યાં છે. કેટલાક શોધ કરવા નિકળી પડેલા છે. એટલે સાંજ પડતાંમાં સાધુને પગે લાગી, ઝાલ અને ગુટકો લઇ, આવી પહોંચ્યો. બધા શાન્ત થયા, આનંદના પોકારની ગર્જના થઇ, શોધવા ગયલા તે આવ્યા, બધા જમ્યા. રાત્રે બધી તૈયારી કરી વહાણ ઉપાડવા હુકમ આપ્યો. વળતે પાણીએ ઝડપથી

ચાલવા માંડયું. જે જે બારાંમાં આવી ગયલા ત્યાં બધે સલામ આપતા ચાલ્યા જાય છે. જતાં બે વર્ષ લગભગ થયલાં, તે ત્રીજે મહીને સ્વદેશને બારે આવી ચઢયા. એક ખારવાને પોતાના પૂજ્ય પિતાને ખબર કરવા મોકલ્યો તેને કહ્યું કે, આ વિષે જાણુ ન થાય હોં! ખારવે ખુશીની ખબર આપી. માબાપ પ્રસન્ન થયાં અને પુછયું કે, કેવી કયાં સફર કરી? ખારવો કહે, તોબા માબાપ, તમારા ભાઇએ તો નહિં દીઠેલો તે દરીઓ દેખાડયો. ઠીક. સવારે હમો બધાં તેડવા આવીશું, એમ બાપ, ભાઇ, માતા, પત્નિ વગેરેથી સાંભળીને નાનાભાઇને વ્હાણપર આવી કહ્યું. નાના-શેઠે તેજ વખત શહેરમાંથી સુંદર ખાવાનાં મગાવી બધાને છેલ્લી ઉજાણી આપીને બધાને પાસે એકઠા કરી કહ્યું કે, બોલો, તમારી ઇચ્છા પ્રમાણે તમને છાણાં આપું કે શી રીતે. તમે કહેશો તે કબુલ છે. ખારવા કહે, આપ જે કરશો તે હમને કબુલ છે. શેઠે દરેકને દસ દસ છાણાંના ગોળા આપ્યા તેથી બધા ખારવા હર્ષથી ઉભરાઇ ગયા કે હમારા છોકરાંના છોકરાં તો શૂં, પણ સો પેઢી લગી ખુટવાનું નથી. એ સાંભળી શેઠે દરેકને ૧૧મું એક એક ઇનામનું વધારે આપ્યું. શેઠ કહે ખબડદાર કોઈ જાણે નહિં. સૌ ખારવા પોત પોતાના વહાણના ભંડારમાં નાખી આવ્યા. સવારે માબાપ, ભાઇઓ વગેરે તેડવા આવ્યાં. ભાઇએ પુછયું કે શું રળી લાવ્યા? નાનો કહે, છાણાં. બાપ તો મૌન્ય રહ્યા. બધાનાં મનથી પુરો તિરસ્કાર થયો. રાત્રે નાના શેઠે શહેરમાં જઇ ઘર મોટું ભાડે રાખેલું હતું તેથી, ગાડાં ભાડે કરી બધાં છાણાં ભરીને તે ઘરમાં જાતે ભરાવ્યાં, તાળું મારી કુંચી ગજવામાં મુકી, પછી ઘેર ગયો. લોકો હસેછે કે, પેલા ભંગીભાઇ ચોખા બદલે છાણાં રળી લાવ્યા! ઘરમાં બધાં તિરસ્કાર કરેછે, તેથી પતિવ્રતા સ્ત્રી રૂદન કરેછે તેને સંતોષ આપ્યો. ચારેક દિવસ વીતી ગયા પછી માતાએ પાસે બોલાવી કહ્યું કે, ભાઇ, આ શૂં ફજેતી! પુત્ર કહે, માજી ચિંતા ન કરો, ભાઇઓ, ભાભી, લોકો વગેરે જેની ધ્યાનમાં જેમ આવે તેમ સુખે બકવા દો. સનેપાત અને જગતની રીત (લક્ષણ) એવુંજ હોય, તેમાં તમારે શૂં છે. એમ કહી ગજવાંમાંથી પેલી ઝાલ કાઢી માતાના હાથમાં મુકી. માની આંખેથી તેનું તેજ જોવાતું નથી. તરતજ હર્ષના ઉછાળામાં ઉઠી સ્વામિ પાસે દોડી ગઈ, અને બોલી, આપણો ભાઇ આ લાવ્યો, જુવો. બધા તેને તિરસ્કાર શું કરોછો! એમ કહી ઝાલ ત્યાં મુકી, તો કોટિ સૂરજ જાણે ઉગ્યા હોયને. માબાપ પુછે-છે કે, ભાઇ આ સ્વર્ગીય વસ્તુ કયાંથી લાવ્યો? નાનો કહે, એ પડપુછ

કૃપા કરી કરશોજ નહિં. મા કહે, ભાઇ આવી બીજી આવે તો બેય કાને પહેરાય, એવી દૃઢ હઠ લીધી. દશ–બાર દિવસ ગયા કે પાછું માએ તો તેજ કહેવા માંડયું. છોકરાએ પેલો ગુટકો મુખમાં રાખી સંકલ્પ કરતાં પેલા સાધુ પાસે જઇ રહ્યો. સંતે પુછયું, કયું બચ્ચા? છોકરો કહે,– મહારાજ આપે ઝાલ આપેલી તેવી બીજી હમેરી માતા મંગતી હૈં. સંત કહે, ભાઇ, એતો શ્રી પાર્વતીજીની રહી ગયલી તે તને આપેલી. બીજી અહિં કયાંથી હોય!! છોકરાએ બહુ પ્રાર્થના કરી કે, એટલી તો કૃપા કરશોજ. ઠીક. સંત કહે, ગુટકો મુખમાં રાખ, મારો હાથ પકડ, આંખ મીચ. તેમ કીધું. આંખ ઉઘાડી જોતાં કૈલાશમાં જ્યાં શંકર પાર્વતીજી વિરાજેછે ત્યાં આવી ઉભેલા. શિવ પાર્વતી કહે, અહો મહારાજ, બહુ કૃપા કરી, હમને પાવન કીધાં. આ કોણ છે? સાધુ કહે, મેરા બેટા હૈં, ઔર આપકા ભક્ત હૈં. માતાજીની રહી ગયલી ઝાલર એને આપેલી તે એની માતાને આપી. તે બીજી માગેછે માટે અહિં આવ્યો છું. પાર્વતીએ કાને તપાસ્યું તો જોયું કે એક ઝાલર નથી. તેથી ખરી વાત છે એમ કહી તરત બીજી કાઢી આપી. ત્યાં શંકરના દરબારમાં શી ખોટ છે, એથી શ્રેષ્ઠ ઝાલરના ઢગ પડયા છે, તેમાંથી બે કાને બે બીજી પહેરી લીધી. સાધુ કહે મહારાજ, એને શિવપુરી દેખાઉં? શંકરની રજા લઇ બતાવે છે, તો મોટા મોટા ભક્તો રળી કમાઇને ગયા છે તે મઝા કરી રહ્યા છે. ત્યાંથી જોતાં જોતાં એક સુંદર મહેલના ઓરડામાં ગયા. ત્યાં ઝળાંઝળાં થઇ રહ્યું છે અને રત્નહીરાજડીત હીંડોળે પોતાની સ્ત્રી ભૂતળમાંથી દેહ છોડીને આવેલી તે હીંચકા ખાય છે. સ્ત્રીએ તે પોતાના પતિને જોતાંજ દોડી આવી ચરણોમાં બાઝી પડી, શિરને પગમાં મુકી દીધું. નહિં જવા દેવા બહુ પ્રયત્ન કરતાં સંતે જણાવ્યું કે, બેટા, છોડદે, ત્રણ મહીનામાં એ પણ તારી પાસે આવશે. પછી સંતે તેની આંખ મીચાવી ઝુંપડી આગળ લાવ્યા. ત્યાં સાધુને ગદ્દગદિત કંઠે પગે લાગી, કૃપા યાચી, આજ્ઞા લઇ, ગુટકો મુખમાં રાખી, સંકલ્પ કરતાં ઘેર માતા પાસે આવી બીજી ઝાલર આપી પગે લાગ્યો.

હવે તો મા, બાપ, ભાઇઓ, ભાભીઓ કોઇપણ તે નાનાભાઇ વગર ખાય નહીં, અને કંઇપણ સલાહ વગર આગળ ડગલું નહીં ભરે, એવો પ્રેમ કરવા લાગ્યાં. ભાઇ, ભાઇ, થઇ રહ્યો. પછી રાત્રે ૧૨ વાગે બાપને લઇને પેલાં મકાનમાં આવી છાણાં ભાંગી ભાંગી મોતીનો ઢગ કરી બતાવ્યો. તે જોતાંજ બાપ મુર્છા પામી ગયા, કે, આ કેટલું અમૂલ્ય દ્રવ્ય! પિતાને

કહ્યું કે, આ તમારૂં છે. ત્યારથી તો માબાપ ગાંડા જેવાં થઇ ગયાં–ઘડી ભાઇને ન જુવે તો મરવા જેવાં બની જાય.

સફરેથી આવીને ૧૫–૨૦ દિવસ સ્ત્રી સહવાસમાં રહી, તેને થોડાંક છાણાં ભાંગી મોતીની પોટલી બાંધી આપી તેના માબાપને આપવા આજ્ઞા આપી પીહેર મોકલી. તે વખતે સ્ત્રીએ પુછ્યું કે, સ્વામિનાથ! આ અમૂલ્ય રત્નો ક્યાંથી લાવ્યા? ત્યારે કહ્યું કે, એ પુછતીજ નહીં, શંકર (મારા ઇષ્ટ)ની કૃપાનો પ્રતાપ છે. સ્ત્રી પીહેર ગઇ, માબાપને આપી કહ્યું કે, હું કશું જાણતી નથી માટે ક્યાંથી લાવ્યાનો પ્રશ્ન કરતાંજ નહિં. ત્યાં ૧૦ બાર દિવસ રહી, શંકરનું સ્મરણ કરતી ૐ નમઃ શિવાય મંત્ર જપતી જપતી દેહ છોડી કૈલાશમાં ગઇ હતી, જે નાનાશેઠ સાધુ સાથે ગયલા ત્યારે ચરણે પડી આવવા નહોતી દેતી, તે પતિવ્રતા પતિન પાસે આવવાનો સમય, ત્યાં સાધુ સાથે હતા ત્યારે ત્રીજે મહીને આવશે એમ કહેલું તે વખત આવી પહોંચ્યો.

માબાપ, ભાઇઓ, બધાંનો અત્યંત પ્યાર થઇ ગયો. મહારૂદ્રયાગ, વિષ્ણુયાગ, સત્યચંડી, વગેરે યજ્ઞયાગ કરી હજારો બ્રાહ્મણોને યથેષ્ટ ભોજનો કરાવી કીમતી વસ્ત્રાલંકાર, દક્ષિણા મા, બાપ, ભાઇ, ભાભીઓ, હાથે અપાવી, મોટાં મોટાં ધર્મકાર્ય–ધર્મશાળા, શિવાલયો, દેવાલયો, બંધાવી, પાઠશાળાઓ સ્થાપી, વગેરે કીધાં. શેહેરમાં શિવપૂજામાં ખૂબ પ્રીતિવાળા ઘણા જનસમૂહને બનાવી દીધા. ઘરમાં બધાંને શંકરમય બનાવી દીધાં. એક દિવસ સ્નાન સંધ્યા કરી શંકરનાં ધ્યાનમાં પોતે (નાના ભાઇ) બેઠા છે. એકતાર–એકાગ્રવૃત્તિ થઇ ગઇ છે. અને પ્રાણાપાન ગ્રંથ છુટી તેવો બ્રહ્મરંધ્ર ફાડી પ્રાણ (વાસના લિંગ) ગયો. તે કૈલાસમાં દિવ્ય દેહ–શંકરરૂપ બની પોતાની પતિન હતી ત્યાં જઇ મળ્યો. ત્યાં બેહુ શંકરની ભક્તિ કરતાં હુવાં આનંદમાં રહ્યાં છે. અત્રે સગાંસંબંધી, માબાપ, ભાઇઓ વગેરે આ બનાવ જોઇ બહુ આશ્ચર્ય સાથે દુઃખમાં બુડી ગયાં; પણ ભાવિ કોઇથી ટાળી શકાતું નથી, એમ સમજી, ઉત્તર ક્રિયા કરી, શંકરમાં પ્રેમ વધારતા રહી તેઓ પણ અંતે સદ્‌ગતિને પામ્યા.

તાત્પર્ય કે,—

**एकोमित्रः भूपतिर्वा यतिर्वा, एकाभार्या सुंदरीवा दरीवा ।**
**एकोवासः पत्तनेवा वनेवा एकोदेवः केशवोवा शिवोवा ॥**

એકજ મિત્ર કરવા લાયક છે, રાજા અથવા વિવેક વૈરાગ્ય સંપન્ન બ્રહ્મનિષ્ઠ સન્યાસી. સ્ત્રી પણ એકજ કરવી–સુંદરી પતિવ્રતા અથવા ગુહા સેવન. વસવું તે પણ શેહેરમાં અથવા વનમાં. અને ઉપાસના કરવી તો એકજ દેવની. તે ભગવાન કેશવ (વિષ્ણુની) અથવા મોક્ષદાતા મહેશ્વર (શિવ)ની; કેમકે બેહુ એકજ છે–અભેદ છે. **शिवस्यहृदयं विष्णुः विष्णोः हृदयं शिवः ॥** એવા શંકરની અથવા વિષ્ણુની શ્રદ્ધા પ્રેમથી પૂજા વંદન સ્મર્ણ કરવાથી દેવ પ્રસન્ન થઈ ઉત્તમ ગતિ આપેછે. સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, અને સાયુજ્ય મુક્તિ આપી કૈલાશ, વૈકુંઠ, ગૌલોક વગેરે લોકમાં વાસ આપેછે. પરંતુ જો કામના પૂર્વક (સકામ) ભક્તિ કરવામાં આવે છે તો તે લોકમાં અમુક દીર્ઘ કાળ સુધી, પુણ્ય સંચયના પ્રમાણમાં, ત્યાં નાના પ્રકારના સુખ વૈભવ ભોગવી પુણ્યક્ષય થતાં પુનઃ જન્મ ધરી ભવાટવિ ભ્રમણચક્ર સેવવું પડેછે. પણ જો કામના રહિત (નિષ્કામ) શ્રી પરમેશ્વર પ્રીત્યર્થેજ સપ્રેમ સ્મર્ણ વંદનપૂજનાદિ કરાય છે તો તે ઉત્તમ લોકમાં જઈ ત્યાં તે દેવ કૃપાથી બ્રહ્માત્મૈક્ય અનુભવ–દ્રઢ અપરોક્ષ જ્ઞાન થઈ પુનરાવૃત્તિ રહિત મોક્ષ પામેછે. **यद्गत्वा न निवर्तंते तद्धाम-परमंमम ॥** ગીતા. તથા **नस पुनरावर्तते नस पुनरावर्तते** એ શ્રુતિ. એમ શ્રુતિ સ્મૃત્તિ પ્રમાણથી સિદ્ધ છે. પછી અહિંજ બ્રહ્માત્મૈક્ય દ્રઢ અપરોક્ષ જ્ઞાન થયું હોય તો અહિંજ પુનરાવૃત્તિ રહિત મોક્ષ પામેછે. **ज्ञानादेवहि मुक्तिस्यात् नान्यथा विरवंदिनी.** હે વિરથી વંદન કરાયલી ગાર્ગી! જ્ઞાનથીજ મોક્ષ છે બીજો ઉપાય નથી. એમ યાજ્ઞવલ્કયે કહ્યું છે, તે શ્રુતિ પણ સ્પષ્ટ કહેછે.

ધર્મથીજ જય થાયછે, એ પણ ઉકત દ્રષ્ટાંતથી સુસ્પષ્ટ થાયછે. ધન, ધામ, સ્ત્રી, પુત્રાદિ સાંસારિકસુખ માયિક હોવાથી મિથ્યા–ક્ષણિક છે. તે બ્રહ્મલોક સુધીનાં સુખ સઘળાં માયિક હોવાથી પ્રીતિ કરવા યોગ્ય નથી. આત્મ સુખજ પ્રાપ્તવ્ય છે. નિત્ય પ્રાપ્ત છતાં ભ્રાંતિથી આ દેહાદિમાં મોહ થવાને લીધે અપ્રાપ્તવત્ થઈ ગયું છે, તે મોહ–દેહાધ્યાસરૂપ પડદો–આવર્ણ ભેદી છેદી નાખવાનીજ જરૂર છે. માટે કર્તવ્ય એજ છે, તે કરાય તો સ્વયંસિદ્ધ પરમ સુખ–આનંદનો મહોદધિ તુંજ છે.

સત્પુરૂષનો સંગ ચાહે તે કરી શકવા સમર્થ છે, સંતો પરમદયાળુ છે, તથા વીતરાગ એટલે સંસારના તુચ્છ દ્રવ્યાદિથી નિસ્પૃહ રહેછે; તેવા થયેથી તેવા થવાય છે, એ પણ ઉક્ત દ્રષ્ટાંત સૂચવી રહ્યું છે.

૩૯ રાજા યુધિષ્ઠિરે એક પ્રસંગે ગોર (ગુરૂરૂપ બ્રાહ્મણ) ને જમવા તેડયા, ત્યારે તેમને બેસવાને સુવર્ણનો પાટલો આપ્યો હતો. તે જોઇ ગોરનાં મનમાં થયું કે, સ્નાન સંધ્યા કરતી વખતે બેસવાને આપણી પાસે આ પાટલો હોય તો કેવું સારૂં. પરંતુ તે વખતે તો ગયા. અને બીજે દહાડે સવારે ગોર ત્યાં આવ્યા. તે વખતે રાજા યુધિષ્ઠિર ક્ષૌર કરાવતા હતા તેમણે પુછ્યું કે, કેમ મહારાજ! શી ઇચ્છા છે? ગોર કહે, કાલવાળો પાટલો મને સંધ્યા કરવા આપવો જોઇએ. રાજા કહે, ઠીક, કાલે આવજો. એ સાંભળીને અર્જુન અને ભીમ પાસે ઉભાજ હતા તે હસવા લાગ્યા, અને હર્ષથી કુદવા મંડયા. તેમાં ભીમે તો વાજીંત્રો ખૂબ જોરથી વગડાવી મુકયાં. રાજા પુછેછે કે, આવું શું છે! ભીમ અર્જુન બોલ્યા કે, કાલ સુધી આપણાં શરીર રહેશેજ, એ આપ સત્ય મૂર્તિનાં વચનથી હમારો નિશ્ચય થયો તે હર્ષથી વાજીંત્રો વગડાવ્યા. રાજા કહે, ખરી વાત છે, ધન્ય છે. આજે કંઇ દાન કરવાનું ધાર્યું, અને કરીશું, એવું કહીને ગમે ત્યારે કરવાપર મુલતવી રાખીએ, તો ક્ષય થાયછે. પણ કંઇ પાપ કર્મ આજે કરવાનું ધારીએ, અને તે આજે નહીં કરતાં કાલપર અગર આગળ ઉપર કરવાનું મુલતવી રાખીએ તો તે પાપનો ક્ષય થાયછે. એમ વિચારી તરત ગોરને બોલાવી ક્ષૌર કરાવતાં ઉઠી પાટલો આપ્યો, પછી ક્ષૌર કરાવ્યું.

તાત્પર્ય કે, **शुभस्यशीघ्रं** શુભ–પરોપકારનું કામ શીઘ્ર–તરત કરવું. તેમાં વિલંબ કરવો યોગ્ય નથી. તેમાં ખાસ મુખ્યતો એજ ધ્યાનમાં રાખવું જોઇએ કે, મોક્ષના દ્વારરૂપ મનુષ્ય દેહ મળ્યો છતાં, એમ વિચાર ઘણા લોક કરેછે કે, હવે હમણાં તો સંસાર ભોગવો–છોકરાં પરણાવો–પૈસા કમાઓ, પછી વૃદ્ધ થશું ત્યારે ભજન ભક્તિ કર્યા કરીશું. એ કેટલી ભારે ભુલ છે! જાણે મૃત્યુ ઉપરતો એનીજ સત્તા–અમલ ચાલતો હોયને. એનો હુકમ થયા વગર મૃત્યુ જાણે એની પાસે આવવાનુંજ નથી. પણ વૃદ્ધ થવાનું કયાંએ રહી જશે, ને કઇ ક્ષણે કયે સ્થળે મૃત્યુ તફડાવી પાડશે તેની ખબર નથી. નજરે જુવે છે કે ટપાટપ કંઇ કેટલાક બાળકો, યુવકો, વગેરે મૃત્યુના પંઝામાં સપડાઇ ગયા, તે છતાં આ-સક્તિ નથી છોડાતી તેથી એવા ઉદ્દગાર કાઢે છે. પરંતુ સુજ્ઞને માટે તો તે યોગ્ય નહીંજ કહી શકાય, એ ભાવ ઉક્ત દ્રષ્ટાંત દર્શાવી રહ્યું છે. તેવા વિવેકીએ તો ભાન આવ્યું કે કમ્મર કસિ કર્તવ્ય પરાયણ થવાજ

માડવું, અને સત્સંગ સેવી, ભવબંધનો કાપી નાખી, અહંમમત્વના લીટા ભુંસી નાખી, ચિદાનંદ સ્વરૂપે સ્થિર થવું. ૐ तत्सत्

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ॥**

ધર્મનો ઉચ્છેદ કરી નાખવામાં આવે. અર્થાત્ સ્વચ્છંદે વરતી ધર્મની ઉપેક્ષા કરનાર–હણનારને તે હણાયલો ધર્મ હણે છે–ભવાબ્ધિના જન્મ મરણમાં વ્હેવડાવેછે, અને જો ધર્મનું શ્રદ્ધા અને પ્રેમથી રક્ષણ કરાય, તો તે રક્ષાયલો ધર્મ તે રક્ષકની રક્ષા કરે છે–ભવાબ્ધિથી મુક્ત કરી પરિણામે પરમ આનંદમય જ્ઞાનામૃત પદે સ્થિર સ્થાપેછે. ૐ

૪૦—દીવો પુછે કે અગ્નિ કયાં હશે? તો. એ જેવું હાસ્યાસ્પદ છે તેવુંજ, જીવ પુછે કે શિવ કયાં હશે, એ પ્રશ્ન પણ છે. કેમકે દીવો પોતે અગ્નિજછે–અગ્નિને છોડીને નથી. (માત્ર દીવેટ દીવેલની ઉપાધિથી ભ્રાંતિ પડી હોય), તેમ જીવ છે તે પોતેજ શિવ છે–સ્વયં જ્ઞાનરૂપ છે; પણ વાસનાલિંગ અને દેહની ઉપાધિમાં તાદાત્મ્ય અધ્યાસ થવાથી ભુલ પડી ગઇ તેથી કર્તૃત્વાભિમાનને લીધે પોતાને પ્રથક–જીવ માની દુખી થાય છે. આકાશમાં–આ પોલ છે તેમાં અનેક ઘડા ગાગર કોઠી વગેરે પડયાં છે તે થયા પેહેલાં જે આકાશ હતું તેજ વર્તમાનમાં પણ છે, તે ઘડા વગેરેનું આકાશ આ મહાકાશથી કે મઠાકાશથી જુદું નથીજ, અને તે ભાંગી જવાથી પણ એજ આકાશ રહેશે, તેમ આત્મા-શિવ–બ્રહ્મ એકજ પૂર્ણ છે. તેમાં મધ્યે પ્રતીત થતી ઉપાધિજન્ય ભ્રાંતિથી તે આત્માને કશો સંબંધ કે સ્પર્શ નથી. એતો અસંગ ચિન્માત્ર છે તેજ છે. **असंगोह्ययं पुरुषः ॥ असंगो नहि सज्जते ॥** એ શ્રુતિઓ સ્પષ્ટ એજ ઉપદેશે છે.

૪૧—સુવર્ણ એકજ છે. તે ગળાઇ રસ બની રેજનમાં પડે છે ત્યારે ઢાલકી નામ પડે છે. તે ટીપાઇને જતરડાનો સંબંધ થવાથી "તાર" નામ પડશે. પછી વાંક, વીંટી, કંઠી વગેરે જેવા ઘાટ બને ત્યારે તેવાં નામ પડે છે, પણ આદ્યમાં, મધ્યમાં, અને અંત એ છે તો સુવર્ણજ. તેમ, ચિદાકાશજ છે. **एकोहं बहुस्याम्** હું એક છું તે બહુ થાઉં, એમ સ્ફુર્યું ત્યારે સમષ્ટિ ઇશ્વર અથવા વ્યષ્ટિ ચિત્ત કહેવાયું. માન્યું ત્યારે મન, નિશ્ચય કર્યું ત્યારે બુદ્ધિ, અને તેનું અભિમાન કરવાથી અહંકાર નામ પડયાં એ બધી કલ્પિત ઉપાધિઓનાં નામ અને રૂપનો બાધ કરતાં–વિશેષ જેટલું ભાસે તેનો બાધ કરતાં નિર્વિશેષ ચિદાકાશજ અખંડ સિદ્ધ છે.

શ્રવણ કરનાર, સુગંધ લેનાર, સ્પર્શ કરનાર, જોનાર, સ્વાદ લેનાર, આપનાર-લેનાર, જનાર-આવનાર, બોલનાર, વગેરે પોતેજ છે, બીજો નથી. પણ તે અસંગ જે સાક્ષીદૃષ્ટા આત્મા છે તેનું અજ્ઞાન છે તેજ જીવ બની દુઃખી થવામાં કારણભૂત છે. દૃષ્ટાંત;--કોઇ મૂઢમતિ ચાલ્યો જાય છે, તે પોતાની છાયાં-ઓળો જોઇ બોલ્યો કે આ મારી આગળ કોણ ચાલે છે અને મને ચાળા કેમ પાડે છે. તે જોઈ રડવા અને ચીઢાવા લાગ્યો. માથે હાથ દે, તો ઓળો પણ તેવુંજ કરતો દેખે છે. ત્યારે ખીજાઇને મુક્કી મારે છે, તેથી પોતાનાજ હાથમાં વાગે છે. ત્યારે કહે છે કે, હું એને મારૂં છું તો, એ મને મારે છે. થાકી જાય ત્યારે રડે છે. એવામાં દયાળુ મહાત્મા રસ્તે મળ્યા. તે કહે, અલ્યાભાઇ, તું આટલો ચીઢાઇને શામાટે રડે છે? ત્યારે કહે, જુવોને મહારાજ, આ મારો શત્રુ થઇ મને દુઃખ દે છે, ને સાથેનો સાથેજ આવે છે, જતો નથી. સંતે જોયું કે, આ મૂર્ખ ભ્રમણાએ વળગ્યો છે. તેથી સાધુ બોલ્યા કે, એતો તને ભૂતનો દોષ વળગ્યો છે, તે હું તને કહું તેમ કરે તો જશે-નડશે નહીં. એટલે તો પગે લાગ્યો, ને બોલ્યો કે, કહોને મહારાજ, હું કહેશો તેમ કરીશ. સાધુ કહે, જો ભાઇ, તું સૂર્યની સામોને સામો ચાલ્યો જશે તો કદી નહિં નડશે, એ પછાડી રહેશે અને ચાળા નહિં પાડે, આગળ નહિં ચાલે. ઠીક, એમ કહી સૂર્ય સામુ ચાલ્યો ત્યારે છાંયો પાછળ રહ્યો તે જોઇ પ્રસન્ન થયો.

તેમ, સંસારાસક્ત મૂઢજન, પોતાનોજ કલ્પેલો આ સંસારરૂપ છાંયો-ઓળો જુઠો છતાં સાચો માની પોતાની મેળેજ દુઃખી થાય છે. સ્રીપુત્રાદિ, ઉપાધિ, પોતાને હાથે ઉભી કરી તેમાં પોતાની મેળેજ ફસાય છે- તેના કલેશથી દુઃખી થાય છે. તે જ્યારે સદ્દગુરૂ અને શાસ્ત્રના ઉપદેશથી આત્મારૂપ સૂર્ય તરફ મોઢું ફેરવીને (સંસાર તરફ પીઠ કરીને) ચાલવા માંડે છે, તો સંસારભ્રમ પાછળ પડી જાય છે. તેથી ભયરહિત સુખી થાય છે. **द्वितीया द्वै भयं भवति** બે થકી ભય થાય છે. પણ એકજ પોતે પૂર્ણપણે જોનારને કોનો ભય હોય!? નહીંજ હોય.

૪૨—સદ્દગુરૂ મહારાજ મુનિ પુંગવનાં યોગબળથી-માયા પ્રભાવે જ્યારે સન્યાસીઓને અભિમાન થયલું કે હમો બધા યતિઓ વેદાન્ત-શ્રવણના ખરા અધિકારીઓ અહિં આવી બેઠાં છતાં જનકરાજા એક ગૃહસ્થ છતાં તેના આવ્યા શિવાય ગુરૂ પ્રારંભ નથી કરતા એ કેવી વાત છે! એ વાત અંતર્યામિપણે સમર્થ તે મુનિશ્રેષ્ટે જાણી લઇને, અગ્નિ

લાગ્યાની માયા કરી તે વખતે સ્વારો દોડતા આવી વરદી આપી કે, હે જનક મહારાજાધિરાજ, મિથીલા સળગે છે, તે સાંભળતાંજ બધા સન્યાસીઓ ફટાફટ ઉઠીને દોડવા લાગ્યા. ને ગભરાટમાં બોલતા ચાલ્યા કે, મેરા કોપીન સુકાનેકું રખા હૈં, કોઇ કહે છે કે મેરા કમંડલુ હૈં, કોઇ કહે મેરા લંગોટ હૈં. બીજા સ્વાર આવી વરદી આપે છે કે રાણીના મેહેલ જલતા હૈં. તે બધું છતાં જનકરાજા શાન્ત મનથી ઠંડે પેટે ગુરૂ સમીપ શ્રવણમાં ઉત્સુક ચિત્તે બેઠા રહ્યા છે. તેટલે બધા સન્યાસીઓ પોત પોતાની વસ્તુ લઇને આવ્યા અને ગુરૂ જનકને કહેછે, એ સબ જલતા હૈં તુમ કયું બૈઠ રહા? ત્યારે જનક વારંવાર ગુરૂને અને આવતા સ્વારોને એકજ કહે છે કે, **मिथिलायां प्रदग्धायां नमे दह्यतिकिंचन** મીથીલા નગરી બળે છે તેમાં મારૂં કંઇજ બળતું નથી. આવી રીતે આત્મતત્વને પૂર્ણ જાણીને જે નિર્ભય થયો છે તેનીજ આ વાણી ઉત્તમ અધિકારને દર્શાવી રહી છે, તે સાંભળીને બધા સન્યાસીઓ ઝાંખા પડયા અને નીચાં મોઢાં ઘાલી બેઠા છે. ત્યાં ગુરૂ પ્રસન્ન થઇ જનકને કહે છે કે, **अभयं वै प्राप्तोसि जनक** હે જનક! તું અભયને પામ્યો છે. વાસ્તવે અગ્નિ લાગીજ નહોતી, ગુરૂની માયાનો પ્રભાવજ હતો. પણ તાત્પર્ય એ છે કે, અભેદ આત્મસ્વરૂપમાં જેની સ્થિતી થઈ છે તેજ ખરો અભય પ્રાપ્ત થાય છે.

૪૩—એક પુરૂષ પાસે ઇંદ્રિજાળ વિદ્યા હતી. તે વઢવાણ અને લીમડી ગામ વચ્ચે મરવા પડયો. એ બે ગામ વચ્ચે આશરે ૧॥ ગાઉનું છેટું છે. તે ઇંદ્રજાળીનો પ્રાણ જતો નથી. વિદ્યાનાં બળથી ત્યાં એક સુંદર નગ્ર વસ્યું. તેમાં કંસારાબજાર, શાકબજાર, ચૌટાં, નાગર સ્ત્રીઓ જળ ભરવા જાય છે, કેટલીક જળ ભરી લાવે છે, બ્રાહ્મણોની ન્યાત જમે છે, વગેરે. ત્યાં એક ભાટ ઘોડાપર બેસી આવી પહોંચ્યો. અને મનમાં વિચારે છે કે અહિં તો જંગલ હતું, અને આ શૂં!! ગામ તો હજી દોઢ ગાઉપર છે. એટલે તો એક નાગરી બોલી, આવો આવો, તમને મુકામ આપું. તેને પરોણા તરીકે ઘેર લઇ ગઈ. તબેલામાં ઘોડો બંધાવ્યો. પરોણાને કંસાર, દાળ, ભાત, જમાડયો. ઘોડાને ઘાસ નાખ્યું. સુંદર પલંગ સુવાને આપ્યો. સવારે જ્યારે ઉઠયો ત્યારે વાંસો રહી ગયો–દુઃખે છે, ઘોડો ભુખ્યો થવાથી ઝુમ પાડેછે. આખી રાત અને આખા દહાડાનો ભુખ્યો, તેવોજ ભાટપણ ભુખ્યો. કેમકે કાલ્પનિક–જુઠુંજ નગર હતું, તેમાં કંસાર અને પલંગ પણ જુઠે જુઠાંજ. પત્થરના ગચીઆંપર સુતેલો. આ રીતે જોઇ સમજ્યો કે, આ કંઇ ઇંદ્રજાળ વિદ્યા છે. ઘોડે બેસીને ચાલ્યો એટલે વળી બૈરાં કહે, અરે

આ શું! કાલે જમીને જજો. પેલો ભુખ્યો તેથી પાછો લલચાયો. બીજે દહાડે ઘોડી તો મરવા જેવી થઇ ગઇ. પોતે પણ બે બે દિવસનો ભુખ્યો. તેથી ઘોડે બેસીને ચાલ્યો ત્યારે ઇંદ્રજાળીને એક ઝાડતળે પડેલો દીઠો, તેને પુછ્યું ત્યારે તે કહે છે કે, ભાઇ, તને તો હજી સાત દિવસ સુધી ભમાવતે, પણ ઘોડી મરી જાય તેથી લાચાર થયો. હવે આ ઇંદ્રજાળનો ગુટકો તું લે, અને મને દાટીને ઉપર શિવલિંગનું સ્થાપન કર. એ ગુટકામાં ઇંદ્રજાળ–જેનાથી આ બધું ભાસે છે તે તથા મારણ, મોહન, વશીકરણ, વગેરે વિદ્યા છે. પેલાએ તે લઇને ઇંદ્રજાળીને દાટી શિવલિંગ સ્થાપ્યું. પછી જુવે તો કંઇ નહિં મળે–જંગલજ છે *

તેમ, આ જગત બધું પરમાત્માની ઇંદ્રજાળ વિદ્યાનો અથવા અવિદ્યા માયાનો પ્રભાવ છે. તે એવુંજ મિથ્યા પ્રતીતિમાત્ર છે. એને સાચું માની પાંચે વિષયમાં જે જનો ફસાય છે તે અંતે ખાલી હાથે–ફીકે મોઢે જાય છે પણ સાવધ રહે છે તો નિર્ભયપણે માર્ગ કાપી સ્વગ્રહે ચાલ્યો જાય છે, એટલે સ્વરૂપમાં સ્થિત થાય છે.

૪૪– ભગવાન કૃષ્ણચંદ્રે ઘણાં આશ્ચર્યકારક કૃત્યો કર્યાં તે જોઇને બલદેવનાં મનમાં આવ્યું કે કૃષ્ણ બહુ કળાવાળો છે. પણ માયાના અધિપતિ છે, એવું ધ્યાનમાં નહિં આવ્યું. એક દિવસ બહુભાઇ રસ્તેથી જાય છે, ત્યારે બળદેવે કહ્યું કે, ભાઇ! તું આ બધી કળા જાણે છે એજ, કે, માયાનો અધિપતિ હશે? કૃષ્ણ કહે, જેમ હશે તેમ હશે તે તું જોશે. પછી તે યમુનાજીમાં સ્નાન કરવા ગયા. કૃષ્ણ કહે, હું ૧૦૦ તાળી મારૂં ત્યાં સુધીમાં તું એક બુડકી મારી નિકળશે? બલદેવ કહે, એમાં શું! ૫૦૦ તાળી પાડશે ત્યાં સુધી રહીશ. કૃષ્ણ કહે, ૧૦૦ સુધીજ રહેજેને. તું મોટો છે માટે પ્રથમ સ્નાન માટે જા. જળમાં પ્રવેશ્યા અને બુડકી મારતાં કૃષ્ણે તાળી પાડવા માંડી. બળદેવ તે દરમ્યાન માયા જુવે છે. તે એક જંગલમાં નિકળી ગયા છે, ત્યાં ક્ષુધા, તૃષા, એવી લાગી કે જાણે પથ્થર જમી જાય. ત્યાં એક સુંદર અપ્સરા જેવી સ્ત્રી મળી. તેને જાત વર્ણ પુછ્યા વગર કહ્યું કે, પાણી પા, અને કંઇ ખવાડ. તે બોલી કે મને પરણશે? બળદેવ કહે, હા, હા,

---

*મહાત્મા મોહન સ્વરૂપ બ્રહ્મચારી મહારાજ લીમડીમાં રહેલા તે વખતે ત્યાં એમને તે સ્વારના ભાઈએ (ભાટે) કહેલું કે થોડાં વર્ષપર મારા ભાઈને એ રીતે વીત્યું હતું. તે કથા પ્રસંગે મોહનલાલ બ્રહ્મચારી મહારાજે શ્રોતા સમક્ષ જગતનું મિથ્યાત્વ દર્શાવવામાં કહેલું. લેખક પણ તે શ્રવણ કરનારા પૈકી એક હોવાથી સંવત્ ૧૯૨૭ના અષાડ વદ ૨ મંગળે સાંભળી નોંધી રાખેલું તેવું સુજ્ઞજનોનાં હિતાર્થે અત્રે પ્રસિદ્ધ કીધું છે.

ચાલ પાતો ખરી. બેહુ સાથે ગયાં. જળપાયું, જમાડયા. પછી તે પોતાના બાપ પાસે તેડી જઇ, માતા રૂબરૂ છે તેને કહેછે કે, મા! આ ભરથાર. મા ખુશી થઇ બોલી કે વાહ! દીકરી! રાજકુંવર જણાય છે. પછી બળદેવે પુછ્યું કે, તું શી જાત છે? તે બોલી, ઘેડી છું. અરરર! પણ હવે શું કરે! પરણ્યાં અને આશ્રમ કરી રહ્યા છે. બળદેવ ૭૨ વરશના થયા, ને બાઇ ૬૦ની થઇ તે દરમ્યાન ૭પુત્ર+૪પુત્રી થયાં. પેલી સ્ત્રી મરી ગઇ, ત્યાં તો સો બસો ઘેડા લોક હાથમાં સોટા લઇ ભેગા થયા. અને કહેછે કે, ચલરે બલભદરા! બળીમર અહીં સ્ત્રી પાછળ પતિને સતા થવાનો રીવાજ ચાલે છે તે તને ખબર હશેજ. ચાલ્યા. ચિતામાં સ્ત્રી બળે છે તેમાં પડવાનું બધાએ કહ્યું. હવે ઉપાય શું કરવો તે સુઝે નહીં; બધા ઘેરીને ઉભા છે. બળદેવ કહે, ભાઇ! સ્નાન તો કરી લેવા દો. ઠીક તળાવમાં પેઠા ત્યાં બધા વીંટલાઇ ઉભા (ન્હાસી જાય તેથી) બળદેવે તો પાણીમાં બુડકી મારી રાખી, પણ અકળાયા ત્યારે ડોકી બહાર કાઢતાં તો. કૃષ્ણ બાણું, તાણું, ચોરાણું, એમ ગણતા છતા તાળી પાડતા જોયા. કૃષ્ણ કહેછે કે, અરે ભાઇ પેલા ઘેડા સોટા મારશે. એટલે તો આવીને ચરણ પકડીને પગે લાગ્યા, અને અંતર્યામિ માયાના પતિ પરમાત્માજ છે એમ જાણી ક્ષમા માગી.

તાત્પર્ય કે, આ ભવસમુદ્ર મોહજળથી ભરેલો છે. એમાં જેણે બુડકી મારી તે ચિત્રવિચિત્ર માયા દેખી, શોક, ભય, દુઃખમાંજ અથાયલા રહે છે. અને અધ્યાત્મ અધિભૂતાદિ તાપથી બળ્યા કરેછે. મોહજળમાં ડુબતાં માયા દેખાય છે તે કેવી? સ્ત્રીએ ભરથાર માન્યો. પુરૂષે પત્નિ માની. માબાપ. ભાઇ, સગાં, મિત્ર, ગોત્ર, જાત, વર્ણ, આશ્રમ, નામ, રૂપ, હર્ષ, શોક, ક્ષુધા, તરશા, જન્મ મૃત્યુ વગેરે માની લઇ પોતાની મેળે દુઃખી થાયછે. પણ મોહજળમાંથી મોઢું કાઢી ઉંચી ડોકી કરે-બહાર જુવે તો અંતરાત્મારૂપ શ્રીહરિ ગુરૂ પ્રત્યક્ષ સમીપજ છે. જો તેને ઓળખી લઇ- મોહસમુદ્રને પડતો મુકી શરણે આવી ચરણમાં પડી જાય અર્થાત્, અભિમાન (અહંમમત્વ) ત્યાગી નમ્ર થઇ હરિમાં ખપી જાય તો બ્રહ્મ સંસ્પર્શ થતાંજ પરમ આનંદ સ્વરૂપે જ્ઞાનમય બની અભય પ્રાપ્ત થાયછે.

ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्व भूतानि यंत्रारूढानि मामया ॥
तमेव शरणं गच्छ सर्व भावेन भारत ।
तत्प्रसादात् परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतं ॥

૪૫—સૂક્ષ્મ શરીરને અંગુઠા જેવડું કે વાલ જેવડું, હાથી જેવડું કે કીડી જેવડું, કશું કહી શકાય નહીં. જેવી જેવી ઉપાધિ (શરીર) તે પ્રમાણમાં સમજવું. અંગુઠા જેવડુંજ કહેશો તો કીડીમાં શીરીતે સમાયું. જેવડા ઘડા, ગાગર, કોઠી, કોડીઆં, વાડકી લોટી વગેરે હોય તેટલુંજ તેમાં પાણી સમાય અને તેમાં આકાશનું પ્રતિબિંબ પડે તથા વ્યાપક એક અનંત આકાશ તો તેમાં કાયમ છેજ. દીવેટ ઘણી ઝીણી હોય છે ત્યારે થોડો પ્રકાશ આપતો દીવો બળે છે. ઘણાં ચીથરાંના ઠુંઆરૂપ ઉપાધિ જથ્થે કરી સળગાવો તો મશાલ એવું નામ પડી ઘણો પ્રકાશ આપશે. દીવેટ, મસાલ, એ સ્થૂળ શરીર માનો. દીપ મશાલ વગેરે નામ રૂપ, ઉપાધિથી થયાં. તેનું સ્વરૂપ અગ્નિ છે. અનેક બ્રહ્માંડનું મૂળ (બીજ) ચિત્તછે. વડનું બીજ સૂક્ષ્મછે, તેમાં અનેક વડ રહેલા છે, તેમ ચિત્તમાં જગતછે. ચીત્ત સ્ફુરતું સ્વરૂપે સમી જાય તો વાસના પીલો ફુટે નહીં. તેથી ચિત્ત છે તે ઇશ્વર કલ્પાય છે, તો ભૂતાકાશ છે તે જીવ સ્થાને કહેવાય, અને ચિદાકાશ બ્રહ્મ છે, તેમાં તે ભૂતાકાશ અને ચિત્તાકાશ એટલે જીવ અને ઇશ્વરની એકતા છે. तत्वमसि મહાવાકય છે તે, એજ ઉપદેશ કરેછે. ચિત્તને લઇને (ચિત્ત ઉપાધિને લીધે) ચૈતન્યમાં જીવ સંજ્ઞા કલ્પાઇ. ચિત્ત સમાયું તો ચૈતન્ય છેજ. ઘડાની ઉપાધિને લઇને ઘટાકાશ (જીવ સ્થાને) અને મઠની ઉપાધિથી મઠાકાશ (ઇશ્વર સ્થાને) કહેછે. તે બધુંજ (એહુજ) મહાકાશજ છે. ઉપાધિ પેહેલાં, પછી, અને ઉપાધિછતે વર્તમાનમાં પણ મહાકાશજ તે છે તેમજ છે. તેમ, પરબ્રહ્મ તત્વ છે તેમજ છે. ઉપાધિની કલ્પનાથી તેમાં કંઇ વધઘટ થતી નથી. પરંતુ વિવેક જેને દશમો નિધિ કહેછે, તે વગર સમજણ નથી અને સુખ નથી.

દ્રષ્ટાંત—એક પુરૂષને સજીવન વિદ્યા આવડે, પણ વિવેક નહીં હતો. તેનો એક મિત્ર વિવેકી હતો. તે કહે તારી વિદ્યા વિવેક વિના આંધળી છે. તે જોવાને બે જણ સાથે ચાલ્યા. વનમાં એક હાડકું પડેલું. વિદ્યાવાળો કહે, જો આ જેનું હશે તેને ઉઠાડું છું. મિત્ર કહે, ભલે, તારો મંત્ર એકજ વાર ફળે એવો હોય તો આ લોટીમાં મને પાણી મંત્રી આપ, ને પછી એ હાડકાંને છાંટ. મંત્રી આપી તે લોટી લઇ મિત્ર વાણીયો ઝાડપર ચઢી ગયો. પછી પેલાએ પાણી છાંટતાં, તે વાઘનું હાડકું હોવાથી વાઘ જીવતો થઇ તેનેજ ખાઇ ગયો. પછી મિત્રે વાઘની પાછળ લાગી તેને મરાવી પેલાને બહાર કઢાવી, પાસે હતું તે મંત્રેલું

પાણી છાંટી જીવાડી પુછ્યું કે, ભાઇ, વિવેક ખરો કે તું? વિવેક વડેજ તું આજે મરેલો જીવતો થયો. માટે વિવેક શ્રેષ્ટ છે.

તાત્પર્ય કે જીવ ઈશ્વરનાં સ્વરૂપ સમજી બ્રહ્મરૂપે અભેદ જાણવા માટે ચાર સાધન કહ્યાં છે તેમાં પ્રથમ વિવેક છે તે દ્રઢ થાય તો અનિત્ય દ્રશ્યાદિમાં વૈરાગ્ય ઉપજે છે. અને પછી શમદમાદિ સિદ્ધ થતાં મુમુક્ષુતા પ્રકટે છે ત્યારે સદ્‌ગુરૂ શર્ણ થનારને तत्वमस्यादि મહા વાક્ય ઉપદેશ થતાં અભેદ આત્મ સાક્ષાત્કાર થાયછે.

૪૬—એક ગાડાંવાળો માલ ભરીને જાયછે તેને એક મીઆંજી મળ્યો તે બહુ થાકેલો તેથી, બહુ કરગરવાથી, ગાડાં ઉપર બેસાડયો. એક ઢોળાવ આવ્યો ત્યારે ગાડાંવાળો કહે, નાડું પકડજો મીઆં સાહેબ! નહિં તો પડશો. મીઆંએ તો લેંઘાનું નાડું ખૂબ જોરથી પકડયું. ઢોળાવ આવ્યો ત્યાં તો ઢળક દઇને મીઆં તો ગબડીને એક બાજુ પડયા. ત્યાં હાથ ભાંગ્યો ને બોલ્યા કે, યા અલ્લા! ગાડીવાન કહે, નાડાં નહિં પકડયા કયા? તેમ તેમ દાબીને લેંઘાનું નાડું પકડી બોલેછે કે, દેખ, એ કયા! હજી હમને છોડા નહીં, ગાડીવાન કહે, અરે મૂર્ખ! ગાડાંનું નાડું પકડવાનું ત્યારે લેંઘાનું પકડી રહ્યો! એટલો પણ વિચાર ન થયો કે, એથી ગાડાંનું વળગણ શું રહેશે; તો પછી પડેજ, તેમાં શી નવાઇ.

તાત્પર્ય કે વિવેક વગરનો મનુષ્ય આંધળો સમજવો.

૪૭—એક ભીખારી નાણાવટીની દુકાન આગળ રોટલો ખાતો હતો, ત્યાંથી રાજાનો મ્યાનો જાયછે. તે જોઈ ભીખારી કહેછે કે, રાજા-નામાં અક્કલ કયાં છે. મારા જેટલી પણ અક્કલ નથી, પણ હું શું કામ કહી દઉં. તે સાંભળી નાણાવટી કહે, મને તો કહે, ભાઇ તારી શી અક્કલ છે? ભીખારી કહે રાજા સુનાની પાલખીમાં બેઠો છે તે શું કામનું; એ કંઇ કરડાય નહીં. જો ગોળનો મ્યાનો બનવાવી બેસતે તો ભુખ લાગે ત્યારે કકડી કકડી ભાંગીને ખાતો જતે તો ખરો. નાણાવટી કહે, વાહ, ધન્ય તારી ભારે અક્કલ !!

તાત્પર્ય કે, જરાતરા કંઇ ભણ્યા, કે થોડા ઘણા પૈસા મળ્યા કે, અધુરા ઘડાની માફક, કેટલાક છલકાઇ જઈ અભિમાનથી ફુલ્યા ફાલ્યા ફરે છે અને યથેચ્છ સન્નિપાતના ચાળા—બકવાદ કરેછે, પણ તે વિદ્વાન અને સુજ્ઞ લક્ષ્મીવાન મહાશયોની સભામાં તો મૂર્ખ—તિરસ્કાર પાત્રજ

ગણાય છે, માટે સદ્બુદ્ધિ સંપન્ન વિવેકીએ એવા મિથ્યાભિમાનરૂપ ચોરથી સાવધ રહેવું, અને સભ્યતા સાથે નમ્રતા રાખી વિવેક પૂર્વક ભવાટવિ પ્રવાસનો માર્ગ કાપતા સ્વસ્થાને પ્હોંચવું. મુડદાંને દાઝવાને ફીકર નથી, તેમ જ્ઞાનીને સંસારની ચિંતા નથી. કેમકે તેની દૃષ્ટિમાં સંસાર છેજ નહિં, તો ફીકર શાની હોય!

૪૮—લાકડે લાકડું ઘસાયાથી અગ્નિ પ્રકટી તેજ બેઉ લાકડાંને બાળી નાખે છે, તેમ "હું સચ્ચિદાનંદ બ્રહ્મજ છું **सोहम् शिवोहम् ओमहं**" એ રૂપ મનની જ્ઞાનવૃત્તિવડે "હું દેહ છું, અમુક નામ, વર્ણ, જાત, રૂપ, ગોત્ર વગેરે વાળો છું" એવી વારંવાર આવૃત્તિથી જન્મ મર્ણ પમાડયા કરનારી અજ્ઞાનવૃત્તિને ઘસ્યા કરવાથી અપરોક્ષ બ્રહ્માત્મૈક્ય અનુભવરૂપ (સત્ય જ્ઞાન ભાનરૂપ) અગ્નિ પ્રકટીને બેઉ વૃત્તિઓને બાળી નાખશે—પોતામાં અસ્તિત્વ રહિત કરી નાખશે, અને સ્વયં પ્રકાશે રહેશે. ચકમક અથવા લોઢું છે તે રૂમાં કે દારૂમાં મુકીશું તો કાંઇ થવાનું નથી, (સળગશે નહીં), પણ તે બંનો સંયોગ કરીશું તો પ્રકાશ માત્ર એક બે તનખા જણાશે. તેનું, વાલ, તોલો કે શેર બશેર એવું કાંઇ વજન નથી, પણ તેનો સંબંધ થવાથી—તે અગ્નિના સ્પર્શથી અનેક મણ રૂ અને પરંપરાથી બીજું બળી જવા સંભવ છે. **ज्ञानाग्नि सर्व कर्माणि भस्म सात्कुरुतेऽर्जुन ॥**

૪૯—સાચી અને દ્રઢ શ્રદ્ધાથી હરિ, ગુરૂ અને સાધુ સંતની સેવા કરનાર ઉત્તમ ઇષ્ટ સિદ્ધિનેજ પામે છે. પછી કોઇ કપટી—ઢોંગી વેષધારી સાધુ ભલે તેને ઠગી જાય કે મારી પણ જાય, તોપણ જો તેના વિષે દુષ્ટ ભાવ આવે—આણે નહીં, તો તે શ્રદ્ધાવાનનો વિજય થાય છે, કપટી સાધુને તેના દુષ્ટ કર્મના ફળ મળે છે, અને તેથી તે કપટી પણ કોઇ વખતે પોતાની દુષ્ટતા છોડી સાચા સાધુરૂપે બદલાઇ જાય છે. આગળના નિર્વિકાર સમયમાં દગા પ્રપંચનો અભાવ હતો, લોકો શુદ્ધ મનના હતા, તે વખતે એ ઉપલું કથન કદાપિ સંભવિત કહેવાય. પણ હાલ સમયના ફેરફારને લીધે એ કથન સર્વાંશે ઉચિત નથી, એવા ઉદ્ગાર હાલના નવ યુવકો અને નવી વિદ્યાના વિદ્વાનો કાઢે તો તે પણ અનુચિત છે એમ કહેવાને લેખક સાહસ કરતો નથી; માત્ર દ્રઢ ભાવનારૂપ શ્રદ્ધા કેટલું સામર્થ્ય રાખે છે તે બતાવવા વિદ્વાનોએ શ્રદ્ધાનું જે મહાત્મ્ય વર્ણવ્યું છે તેના અલ્પાંશની નકલ માત્ર દર્શાવી છે.

૫૦—જેમ, લોઢાંની તલવાર, અથવા ચપ્પુ સરાણે ચઢાવે છે, થોડું થોડું ઘસતા જાય છે અને જોતા જાય છે કે, કેટલો કાટ ઘસાઇ કેટલો ચળકાટ નિકળ્યો. હજી સંતોષ પમાડે એવો ચળકાટ નિકળવો કેટલો બાકી છે. તેમ,—વેદશાસ્ત્ર સદ્ગુરૂ અને સાધુ સંતોનાં તથા ગીતા વગેરેમાં કહેલાં ભગવાન, કૃષ્ણ, રામ, વસિષ્ઠાદિનાં વચનો શ્રવણ કરીને આપણામાં રહેલા રાજસ તામસ ગુણજન્ય કેટલા દુર્ગુણો જતા રહ્યા અને દૈવી સંપત્તિના* સદ્ગુણો કેટલા (તેને બદલે) આપણામાં આવી આપણું હૃદય મંદિર દીપાવી રહ્યા છે તેનો વારંવાર વિચાર–અવલોકન કરતા રહેવું. અને દૃઢ અપરોક્ષ સ્વાત્માનુભવ ઝળહળી–ભભુકી ઉઠે કે વિરમી જવું.

૫૧—મીઠાંની પુતળી સમુદ્રનો માપ લેવા ગઈ, તે વિવેચન કરતી ક્યાં લગી ચાલશે? જ્યાં સુધી ગળાં સુધી બુડી નથી ત્યાં સુધી કદી માનો કે, કહેશે. પણ પુરી બુડી, કે કહેવાનું સમાપ્ત થયું–અને તે પોતેજ સમુદ્રમાં ખપી જઇ સમુદ્રરૂપ બની ગઇ. તેમ, જ્ઞાન થયેથી વૃત્તિ એકાગ્ર થઇ આત્મ સમુદ્રમાં જાય છે તે, તે બ્રહ્માનંદનું સંયમથી સિદ્ધ થતું સુખ અનુભવે છે. પણ જેમ જેમ પોતાનું વૃત્તિત્વ ગળી જાય છે તેમ તેમ તે અભેદ ભાવને પામતી જાય છે. અને સમૂળગી સમાઈ જતાં સમુદ્રરૂપ–બ્રહ્મરૂપ બની રહેછે.

હજારો કીરણોવાળા સૂર્યની માફક વૃત્તિઓરૂપ અનેક કીરણ–અનંત શક્તિ તે પરમાત્માની છે. તે કિરણો સૂર્યથી ભિન્ન હોયજ નહિં, પણ ફેલાય છે ત્યાં અનંત દેખાય છે અને સમાય છે તો એક સૂર્યજ છે. શક્તિપતિથી શક્તિ કદી ભિન્ન હોતી નથી. બ્રહ્મ સમુદ્રનાં જ્ઞાનરૂપ જળનીજ પૂતળી (વૃત્તિ) છે, તે પોતાનાં સ્વરૂપ તરફ વળી તેમાં સમાય તો વૃત્તિ એવું નામરૂપ ખોઇ બેસેછે. બહિર ફેલાઇ પ્રકાશ આપે ત્યાં

---

* अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोग व्यवस्थितिः ।
दानं दमश्चयज्ञश्च स्वाध्यायस्तप आर्जवं ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दयाभूतेष्व लोलुप्त्वं मार्दवं ह्रीरचापलं ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहोनाति मानिता ।
भवंति संपदं दैवीमभि जातस्य भारत ॥ ३ ॥
(ગી. અ. ૧૬ શ્લો. ૧–૨–૩)

સુધી, વાણીદ્વારા, વર્ણન કરેછે કે, "બ્રહ્મ આવો છે અને જગત ભ્રાંતિ છે, અને હું પણ ખોટીજ છું-ભિન્ન કશું નથી. જે તત્વ જેમ છે તેમજ સ્વયંસિદ્ધ ચિદાકાશ છે, વગેરે." પણ તે જ્યાં પાછી વળી નિજ મૂળ પદે સમાઈ કે પત્યું. સ્વયંસિદ્ધ તૂંજ છે, એ ઉપદેશસૂચક ગુરૂ દક્ષિણામૂર્તિ, શંકર, કૃષ્ણ, વસિષ્ઠાદિ ચિન્મુદ્રાથી (અંગુઠો તર્જનીની એકતા કરી) બતાવેછે.

૫૨—રાજા મૃગનો શિકાર કરવા જાય છે ત્યાં મૃગ ઊંઘતું હોય તો મારતો નથી, પણ કાંકરો મારી તેને જગાડીને પછી બાણ મારેછે. તેમ, મનરૂપ મૃગને જગાડીને મારવું. એટલે, મોહ નિદ્રામાં ઘણા કાળથી ઊંઘતું પડેલું મન છે તે, વિવેક, વૈરાગ વગેરેથી આત્મપદને વિષે જગાડીને મારવું. તે એવું મારવું કે ફરી ઉઠવા ન પામે, તેમ મરીને ભુત થાય નહીં. સંત કહેછે કે, "મન મુવા તબ મીટયા સંસારા, આલોક પરલોકકી ભાગી કામા." તુલસીદાસ કહેછે કે, "જ્યાં કામ ત્યાં નહીં રામ, જ્યાં રામ ત્યાં નહીં કામ." આ સંસારનું મૂળ બીજ મન છે, તે મરે તો સંસારરૂપ તેનું કાર્ય પણ મુવોજ સમજવો. ત્યારે એક બે વગેરે સંખ્યાથી રહિત અખંડ સ્વયં પ્રકાશ ચિદાત્માજ અનુભવરૂપ રહેછે.

૫૩—એક ભમરો કેતકીના પુષ્પ ઉપર બેઠેલો છે, સુગંધ લઇ રહ્યો છે, પણ જળપાન કરવાને ઉડીને ગંગા નદીપર ગયો, એટલામાં દવ લાગ્યાથી પેલો કેતકીનો છોડવો પુષ્પ સહિત બળી ગયો. ભમરો પાણી પીને આવ્યો, ફુલ દીઠું નહીં તેથી તેની રાખમાં આલોટે છે, તે જોઇને ત્યાંથી પાણી ભરવા જનારી સ્ત્રીઓ કહેછે કે, કેમ અલ્યા! આ શૂં કરેછે! ભ્રમર કહે, ફુલ બળી ગયું માટે તેની રાખમાં આલોટું છું, ને હવે મરી જઇશ. સખીઓ કહે, પંદર દિવસ સબુર કર. એ પીલો પાછો ફુટશે તેપર બેસજે. ભ્રમર કહે, મારાથી એટલા દિવસ તો શૂં પણ એક દિવસ પણ રહી શકાય નહીં. સખી કહે, તો છોડવો બળવા કેમ દીધો? ભ્રમર કહે, શું કરૂં, અહિં હું નહીં હતો, પાણી પીવા ગયલો, માટે મરી જઇશ. એમ વિચારી અગ્નિમાં પડી બળી મરવા નક્કી કરી ઉડયો. અને લાલ અંગારા જેવું સીમળાનું ફુલ હતું. (જેની સુગંધ કંઈ નથી હોતી પણ સુંદર શોભાયમાન લાલ દેખાય છે, અને જેના ઉપર ભ્રમર કદી બેસે નહીં એવાં) તે ઉપર, અગ્નિ જાણીને, બળી મરવા બેઠો. પરંતુ તે બળતો નથી, તેમ ઉષ્ણ પણ લાગતું નથી. આ રીતે આવા હેતુથી ભ્રમરને પોતાના ઉપર બેઠેલો જોઇ, ફુલ કહેછે કે, હે!

જુવો, મારા ઉપર ભમરો બેઠો કેની! હુંઉં. એમ ગર્વથી ફુલાવા લાગ્યું. (ભમરાના મનમાં કાંઇ જુદુંજ છે, ત્યાં ફુલ કંઇ બીજી રીતેજ ગર્વ ધરી બેઠું છે.)

તાત્પર્ય કે, સાચો પ્રેમ કેવો હોય છે તે એ દૃષ્ટાંતથી સુસ્પષ્ટ થાય છે. તથા બીજું એ છે કે, જ્ઞાની અસંગ રહી સંસાર વ્યવહાર કાર્ય કરેછે તથાપિ સ્વરૂપ સ્થિતીથી ચ્યુત થતો નથી (ખસી પડતો નથી). અને સંસારને આપાત રમણીય સીમળાના ફુલ જેવો-મિથ્યા (સુગંધ સુખ વગરનો) જાણે છે, પરંતુ મંદ બુદ્ધિના પામર વિષયી લોક, જે તે જ્ઞાનિના આશયને સમજતા નથી, તેઓ મરજીમાં આવે તેમ બોલેછે કે, જુવો જુવો, આવા જ્ઞાની થયા તોપણ વરઘોડે જાય છે, ભોગ ભોગવે છે, જમવા જાય છે, ન્યાતો જમાડે છે, છોકરાં પરણાવે છે, વગેરે. પરંતુ વાસ્તવ દૃષ્ટિએ તો તે જ્ઞાની બધું કરતો છતો કશું કરતો નથી. એ મહાત્માના આશયને એ બિચારા મૂઢ જનો શું જાણી શકે? નહિંજ સમજે એમાં નવાઇ નથી. કુતરાં "હું હું હું હૈં હૈં" કરી ભસેછે, ગધેડાં "હૂં હૂંઉં હૂંઉં" કરી ભુંકેછે, તે લોકોમાં વારંવાર તિરસ્કાર પામેછે અને બધા તેને હાંકી કાઢી ઉપેક્ષા કરતા દેખાય છે, તેમ અજ્ઞાની લોકો હું કર્તા, હું ભોક્તા, મેં કીધું, એવા અભિમાનથી કર્મ કરેછે તે દેહાત્મ બુદ્ધિવાળાને મહર્ષિ આદિ મહાપુરૂષોએ અને શાસ્ત્રકારો વગેરે વિદ્વાન લોકોએ તે શ્વાન ગર્દભની પંક્તિના-તે પશુની ન્યાતનાજ કહ્યા છે. તે ઇશ્વરકોટિના ઉચ્ચતમ આશયવાળા કર્તૃત્વાભિમાન વગરના બ્રહ્મીભૂત જ્ઞાનીજનોના આશયને સમજી શકતા નથી, તેથી તે મૂઢજનો પોતાના રાજસી, તામસી સ્વભાવ પ્રમાણે યથેષ્ટ બકવાદ કરેછે તેથી જ્ઞાનીની કોઇ ક્ષતિ થતી નથી. જ્ઞાનીની પૂજા સ્તુતિ કરનારા તેનાં શુભ કર્મજન્ય પુણ્ય ભાગને તાણી જાય છે, અને એવા અજ્ઞ મૂઢ લોક તેના પાપભાગને ખેંચી લઇ તેને (જ્ઞાનીને) નિર્મળ પવિત્રજ કાયમ રાખવા કૃપા કરેછે તેથી જ્ઞાની તો તેવાને ઉપકાર કર્તા માનેછે.

૫૪—માછલાં પાણીમાંજ ઉત્પન્ન થાય છે, જળમાંજ સ્થિતી કરે છે, ને જળમાંજ સમાય છે-મરેછે. તે માછલું પોતે કયાંથી થયું તે જોવા જશે તો પાણીમાં ફરી ફરી થાકશે પણ સમજાશે નહીં. તેમ, પોતાનું સ્વરૂપ કેવળ જ્ઞાનમય પૂર્ણ આત્મવસ્તુ છે, તે છતાં ભ્રાન્તિથી, હૃદયદેશમાં-સમીપમાંજ પાછા વળી ઉંડા ઉતરી તપાસ્યા વગર, બહાર કાશી, દ્વારકાં, મથુરાં, વગેરે માયાના પ્રદેશમાં હજારો વર્ષ સુધી ભટકયા

કરવાથી પત્તો લાગતો નથી—જેનામાં જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત–ઝળકી રહ્યો છે તેને કામ, ક્રોધ, લોભ મોહાદિ કાંઈ વિક્ષેપ–કલેશ કરી શકતા નથી. જેમ અગ્નિને ઉધાઇ, કીડી, કીટ, કે બીજા જંતુ ચઢી શકતા નથી (ચઢવા જાય તો સમીપ જતાં જતાંમાં તો ફફડી ઉઠી બળી જાય છે). તેમ, દૃઢ અપરોક્ષવાળા જ્ઞાનીને કામ, ક્રોધાદિ બાધ કરી શકતા નથી. તે જાણે છે કે હું જ સ્વયંસિદ્ધ બ્રહ્મજળ બધે પૂર્ણ છું. મન માછલું પોતાનાં કારણ–અધિષ્ઠાન બ્રહ્મચૈતન્યમાંજ રમી–ભમી–સમી જશે.

૫૫—મુમુક્ષુજને એ મનને યુક્તિથી વશ કરવું જરૂરનું છે. દીર્ઘ-કાળથી આ વિષયસેવનનો અભ્યાસ પડેલો છે તેથી એકદમ વશ થતું નથી. માટે વિવેક અથવા યુક્તિથી સંયમ, બ્રહ્મવિચાર, વૈરાગ્ય, અભ્યાસ, વગેરેથી વશ કરવું યોગ્ય છે. તે વિષે દૃષ્ટાંત,—

એક પાંચેક વર્ષ લગભગનો રાજાનો કુંવર પોતાની શાલગિરિને દહાડે સારા અલંકાર પહેરીને કિલ્લાના બુરજપર નોકર સાથે ખેલેછે. નોકરની નજર બીજી તરફ હતી તેવામાં મોટી તોપ પડેલી તેમાં તે બાળક ઘુંટણીઆં કાઢી પેઠો. તે નોકરને જણાતાં પાસે આવી ગભરાઇને ધમકાવવા મંડ્યો, તેમ તેમ તે કુંવર અંદર વધારે વધારે ચાલ્યો. તેથી બહુ ગાભરો પડી બુમો પાડી. લોકો ભેગા થયા બધા જોયા કરે. કાંઇ ઉપાય સુઝતો નથી તોપ ભાંગતાં બાળક જોખમમાં આવી પડે. બહુ રમકડાં ફુલફળ લાવ્યા, પણ તે સીધો ગયલો તે ફરી શકતો નથી પણ ઉલટો જાદે જાદે અંદર ભરાતો જાય છે. એક બુદ્ધિમાન સંત જેવા રાજાના ગુરૂ આવ્યા. તે કહે યુક્તિ વગર નહિં આવે. બધા દૂર જાવ. એના જેવડાં ૩–૪ વર્ષનાં ચાર બાળક મગાવ્યાં અને તોપને મોઢે બેસાડયાં. અને સુવર્ણ મોતીના ઘુઘરા તથા રમકડાં આપ્યાં. સઘળા છેટે ખસી ગયા, ત્યારે રમવાની લાલચે ધીમે ધીમે પાછે પગે તે કુંવર તોપમાંથી બહાર આવી પેલાં બાળકો ભેળો રમવા લાગ્યો. તેમ, વિવેક વૈરાગ્ય સંયમાદિ યુક્તિથી મનને વશ કરી સમજાવી પરમાત્મપદે બઝાડવું. તો અંતે મન પોતાનું મનપણું ખોઇ બેસશે, અર્થાત્ પરબ્રહ્મ સ્વરૂપેજ અભેદ સુખરૂપ બની રહેશે. અસ્તુ. ૐ

૫૬—મનનેવશ કરવાના (બાંધવાના) બે પ્રકાર છે. રાજયોગ, અને હઠયોગ. જેમ, ગાંડું–હરાયું ઢોર હોય તે છુટી ગયું હોય અને ભટકયા કરતું હોય તેને પાછું ઠેકાણે બાંધવું હોય તો, ઘાસનું તરણું–પુળી

આગળ ધરવું, જરા જરા ખજવાળવું, તેથી પાસે આવે અને જરા ઉભું રહે કે બાંધવું અથવા તો ખૂબ માર મારીને નરમ કરી નાંખી બાંધવું. તેમ, સૂક્ષ્મબુદ્ધિ હોય તો બ્રહ્મવિચાર દ્વારા, અથવા બુદ્ધિ જો મંદ હોય તો હઠથી હઠયોગની પ્રાણાયામ યમનિયમાદિ ક્રિયાથી વશ કરવું.

૫૭—ભાગવત વગેરેમાં શાલિગ્રામમાં વિષ્ણુબુદ્ધિ કરવાનું કહી પૂજન વિધી કહી છે, તેમાં અભિપ્રાય એવો છે કે, ભેદબુદ્ધિને આટોપી અભેદ બુદ્ધિ કરાવવા સારૂ પ્રથમ શાલિગ્રામમાં વિષ્ણુબુદ્ધિ કરાવી, તે સર્વત્ર વ્યાપક વિષ્ણુ જોવાનાજ ઉદ્દેશથી કરાવી. **देवो भूत्वादेवं यजेत्** દેવ થઇને દેવને પૂજવા. પ્રથમ હું પોતે વિષ્ણુ સ્વરૂપ છું એમ સમજી વિષ્ણુનું પૂજન કરવું, અર્થાત્ હું આ અને જગત સર્વ વિષ્ણુમય છે એવી બુદ્ધિ કરવી. **सर्वं विष्णुमयं जगत्**. પણ ફક્ત એકડે એક લખી તેટલેથી અટકી રહેવાનું નથી. જેમ,– છોકરો કાંકરા ખાયા કરેછે તેથી તેને રોગ થશે માટે તે છોડાવવાને ચકરડી, ભમરડી, પુતળી, મોર આપીને તેને રમતમાં નાખી કાંકરાખાવાનું છોડાવવું છે–ભુલાવી દેવું છે. તેમ મનની તાણે તણાયા જતા પામર વિષયી અજ્ઞાની જનો જેઓ અનિતિ અને અધર્મના કલેશપ્રદ માર્ગે વળ્યા જઇ દુઃખી થાયછે, તેમની પાસેથી તે રસ્તા છોડાવી દેવાના આશયથી શાલિગ્રામમાં વિષ્ણુબુદ્ધિ કરી, પ્રથમારંભમાં પૂજન કરવા સૂચવ્યું. પણ પછી ત્યાંજ અટકી રહેવું, એવો અભિપ્રાય નથી. પણ બુદ્ધિ નિર્મળ થતાં સૂક્ષ્મ થતી જાય તેમ આગળ વધતા જઇ સ્થૂળથી સૂક્ષ્મ અને સૂક્ષ્મથી કારણમાં અને પછી મહાકારણ સુધી પ્હોંચવું જોઇએ છે. અર્થાત્ બ્રહ્માત્મૈક્ય અભેદ સાક્ષાત્કાર પર્યંત પ્હોંચી ભવભ્રમણથી મુક્ત થવાનું છે.

૫૮—જેનું પરિણામ નથી અને અખંડ જ્ઞાન–જાણરૂપ તત્વ છે તે સત્ય છે અને તે પૂર્ણ એકરસ એકજ છે, જે સર્વત્ર સરખું વ્યાપક (સમ) છે. **समोहं सर्व भूतेषु**. અનેક પ્રકારની ભ્રાંતિજન્ય કલ્પનાઓ જે પદમાં વિરમી જાયછે. જેમ, સાકરનો અથવા એળીઆનો કટકો બ્રાહ્મણને ચખાડશો તો તે મિષ્ટ (ગળ્યો) અથવા કડવો જે કંઇ કહેશે, તેજ રીતે ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર સ્ત્રી, બાળક બધાં સરખુંજ કહેશે. બ્રહ્મચારી ગૃહસ્થ-યતિ વગેરે પણ તેજ સ્વાદ કહેશે. કેમકે જ્ઞાન–જાણ–અનુભવ બધાનો એકજ છે. જો દ્વૈત હોય તો સૌને જુદો જુદો સ્વાદ લાગવો જોઇએ. પણ અદ્વૈતજ સત્ય છે, તેથી અકથ્ય-નિર્વાણ એવો જે સ્વાદ છે તે સરખો એકજ છે; માટે જ્ઞાનરૂપ તે સત્ય છે. એવા તે **सत्यं ज्ञानमनंतं ब्रह्म सत्य**

જ્ઞાનરૂપ અનંત બ્રહ્માત્મ સ્વરૂપમાં અહંમમત્વ સાથે વર્ણાશ્રમ, કામ, કર્મ, કર્તવ્યાકર્તવ્ય, વગેરે ભ્રાંતિ સમૂહને વેહેવડાવી દઇ, નિર્ભ્રાન્તપણે સમી, સુખરૂપ-તત્સદ્રુપ થઇ રહેવું, એજ સુજ્ઞ મુમુક્ષુને તો ઉચિત છે.

અમર મારે (ને) અજર જારે, અને અબંધ બંધે જેહ;
અસ્થિર ને સ્થિર કરે, તો પુરા યોગી તેહ.

૫૯—અમર એવી આશા એવી છે કે બસો વર્ષનો થાય તોપણુ પુરી થતી નથી, એવી આશા અમર કહેવાય છે તેને મારે. કુવચનો કોઇ જેરવી શકતું નથી તેથી અજર કહેછે તે પણ જે સહન કરેછે-પચાવે છે. ઇંદ્રિઓ હાથમાં રહેતી નથી-બાંધી રહેતી નથી-વશ વર્તતી નથી તેથી અબંધ કહી છે, તેવી ઇંદ્રિઓને જે તાબામાં (વશ) વર્તાવે છે. અને મન જે કે અસ્થિર (ચંચળ) છે, તેને સ્થિર-એકાગ્ર કરી શકેછે, તેજ પૂરા યોગી જાણુવા.

૬૦—ખેપીઆને નવસારીથી સુરત કાંઈ અગત્યની શુભ ખબર કરવા મોકલ્યો. તે રસ્તે અનેક ઝાડ, ફળ, ફુલ, નદી, નાળાં, બાગ, મનુષ્ય, સ્ત્રી, પશુ, પક્ષી, મેહેલ, ઘર, ગાડી, ઘોડા, જોતો જોતો ચાલ્યો જાયછે. પણુ તેને એવો જરાપણુ વિચાર આવતો કે કરતો નથી, કે આ ખેતરમાં કેટલા મણુ દાણુા થતા હશે, કે આ મકાન બાંધતાં કેટલો ખરચ થયો હશે, આ પશુ, પક્ષી, લોક, બજાર, આવાં કેમ છે અને તે આમ કેમ છે, વગેરે. પણુ તે તો જોતો જોતો જ્યાં લક્ષ છે ત્યાંજ ગંતવ્યસ્થાને જઈ ઠરશે. તેમ, વિવેકી મુમુક્ષુ આ ભવાટવિ પ્રવાસ કરતો જાયછે તે પરમાત્માને મળવાના ઉદ્દેશથી જગતને સાક્ષીવત્ જોતો ચાલ્યો જાયછે-મોહ કરી કેથે ફસાઇ પડી અટકી બેસતો નથી, તેથી ગંતવ્ય-સ્થાન જે બ્રહ્માત્મૈકય સ્વરૂપ છે તે ચિદાકાશરૂપ ઇષ્ટ ધામમાં લક્ષ હોવાથી ત્યાં જઇનેજ વિશ્રામ લેછે-ઠરેછે-વિરમેછે.

૬૧—છોકરાંને સસણી, નાળકોટ, વગેરે કોઇ વ્યાધી થયો હોય છે ત્યારે દવા કરેછે તેથી ગોળ અથવા ઘી ખવાડવાની વૈદ સ્પષ્ટ મના કરેછે, કેમકે ગોળથી અથવા ઘીની ચીકાશથી વ્યાધિ વધી જાય, તો બાળક વધારે દુઃખી થાય. તેથી માતા તે બાળકને સમજાવે છે કે, ભાઇ ગોળ અથવા ઘી ખાશે તો કીડીની મા તાણુી જશે. તેથી બાળક ભય પામી ખાતો અટકેછે. માતાનો આશય તેમ કહેવામાં માત્ર બાળકને વ્યાધિથી મુક્ત કરવામાંજ છે. મણુ અધમણુનાં બાળકને કીડી તાણુી

જાય એ કદી બનવા જેવું નથી. પણ વ્યાધિથી મુક્ત થયા પછી તેજ માતા ખૂબ ગોળ ઘી બાળકને ખવાડી પુષ્ટ કરવા વિચાર કરતીજ રહી હોય છે, પરંતુ તે પ્રસંગે તે પૌષ્ટિક પદાર્થ છતાં બાળકને હાનિ કર્તા જાણી તેવું કહી ભય બતાવી રોકેછે. તેમ, ઉત્તમ બ્રહ્મવિદ્યા, જન્મ-મર્ણથી મુક્ત કરીને અખંડ આનંદરૂપ પુષ્ટિ પ્રદાતા છે છતાં વિષયાસક્તિરૂપ વ્યાધિ જેને થયલો છે એવા મંદ અધિકારીને તે જ્ઞાનનો ઉપદેશ કરવાથી કર્મ ધર્મ છોડી દઈ ભ્રષ્ટ થઇ સ્વચ્છંદે અનાચારને માર્ગે ચઢી જઇ ઉલટો અવનતિ પામે, તો તે વધારે દુખી થાય, તેથી તેને ઉત્તમ અધિકાર પ્રાપ્ત થતાં સુધી—વિષયાસક્તિ છુટી જતાં સુધી—વૈરાગ્ય વિવેક ઉદય થતાં સુધી * વર્ણાશ્રમોચિત ધર્મ કર્મ કરાવવા સારૂ શ્રુતિમાતા તેને તેવો ઉપદેશ કરેછે તે, તે મનુષ્યોનું હિતજ સાધે છે. એ માતાનો આશય સમજ્યા વગર મૂર્ખ લોક ગમે તેમ બકવાદ કરતા હોય તો સુજ્ઞ, વિવેકી, અને વિદ્વાને, તેનો તેવો સ્વભાવજ છે એમ જોઇ, ઉપેક્ષા કર્તવ્ય છે. પેહેલી ચોપડીમાં પાસ થએથી બીજીમાં, બીજીમાં ઉત્તીર્ણ થયો કે ત્રીજીમાં, અને ક્રમથી જેમ જેમ ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરતો જશે તેમ તેમ તે લાયક થતાં ઉચ્ચતમપદનો—બ્રહ્મવિદ્યાનો અધિકારી થતાં તેવાં ઉચ્ચ આસને વિરાજશેજ, એ નિયમ નિર્વિવાદ સિદ્ધ છે.

૬૨—એક તુલસીદાસ નામના મહાત્મા હતા. તેમને એક પુત્રી હતી તેને ઉજ્જનમાં પરણાવેલી. તેને ઉત્તમ દૈવી સંસ્કારો નાખી ઉપદેશ આપેલો તેથી ગુરૂ પણ પોતેજ હતા. તે પુત્રીનો પતિ બહુ વિષયલંપટ હોવાથી વિષયાનંદથીજ તૃપ્તિ માની રહેલો. વળી રાજાનો પ્રધાન હતો તેથી મોટો શ્રીમંત હતો. તે રજોગુણી તમોગુણી પ્રકૃતિનો હતો, અને પત્નિ સત્વગુણી પતિવ્રતા હતી. તે સાસરે ગઇ છે ત્યાં નિત્ય સ્વામિની આજ્ઞામાં અને શીયળવ્રતથી રહેછે. એક પ્રસંગે તુલસીદાસ ત્યાં જઇ ચઢ્યા અને સામે એક રામમંદિરમાં મુકામ કીધો. સાંજ પડ્યા પેહેલાં જ્યારે કથા શરૂ કરી ત્યારે તેનો અવાજ સાંભળીને પુત્રીએ જાણ્યું કે મારા સદ્‌ગુરૂ પધાર્યા છે. કચેરીમાંથી સ્વામિને આવવાની વખત છે, અને અહીં તો ગુરૂનાં દર્શન માટે તાલાવેલી લાગી; છતાં ધડકતી છાતીએ

---

* વિધિનિષેધનાં વાક્યો કહી તે રીતે કર્તવ્યાકર્તવ્ય સૂચવેછે. અર્થાત્ કર્મ મીમાંસા પ્રમાણે અમુક કર્મ કરવાથી અમુક પુણ્ય થાય, આમ કરવાથી પાપ થાય માટે તે નહીં કરવું; જેમ, सत्यं वद, धर्मंचर, मातृदेवोभव, पितृदेवोभव, आचार्य देवोभव, अतिथीदेवोभव, स्वाध्यायान्नप्रमदितव्यं, વગેરે.

ગઇ અને ચરણરજ લઇ પગે લાગી, તરત આજ્ઞા માગી. ગુરૂ કહે, કેમ બેટા? પુત્રી કહે કે, મહારાજ, આ વખત તેમને આવવાનો છે તે હમણાં આવશે. આપનો શબ્દ સાંભળી જીવ રહ્યો નહીં તેથી દરશને આવી છું. એમ કહી આજ્ઞા લઇ પાછી આવી મેડાપર ચઢેછે અને ગુરૂએ આપેલી વિભુતી કપાળે હતી તે આછી લુંછેછે ત્યાં પતિની સ્વારી આવી. પાલખીમાંથી ઉતરીને આવેછે તેણે વિભૂતિ લુંછતી જોઇ ફડાફડ બે થાપટ ચોઢી કાઢીને બોલ્યો કે, રાંડ! આપણે આવા આબરૂદાર અને રાખ કયાંથી ચોળી લાવી. સ્ત્રી કહે, સ્વામિનાથ! ક્ષમા કરો, મારા ગુરૂનાં દરશને ગઇ હતી. ત્યારે તો બરાડી ઉઠયો કે, રાંડ, આપણે મ્હોટાને બાવા સાધુ કેવા. ઠીક, હવે તો ચાર સીપાઇની ચોકી મુકું છું-તને જરા વ્હીલી નહીં મુકું. એ શબ્દો તે તુલસીદાસે કાનો કાન સામે મંદીરમાંથી સાંભળ્યા, અને પાણી મુકયું કે, પ્રભો! શોભા રાખો, એ બાળકીનું રક્ષણ કર, મ્હારે ધા, અન્ન જળ હું છોડું છું, એ છોકરીને છોડવ, પછી લઇશ. હવે અહીં સ્ત્રી કહે, ક્ષમા કરો, મારી ભુલ થઇ. રસોઈ તૈયાર છે, આપ ભોજન કરો. પતિ કહે, હુકો ભરી લાવ. સ્ત્રીએ તરત ભરી આપ્યો, અને લાકડું લેવા ગઇ (દેવતા માટે), એટલે અકસ્માત તેમાંથી ભુજંગ નિકળી હાથે ડંસ કીધો, તેથી દેહ છુટી ગયો. ત્યાં તો હાહાકાર મચી રહ્યો, અનેક ભુવા, બાવા આવ્યા પણ કંઇ વળ્યું નહીં. હજારો લોક આવ્યા. બાંધીને લઇ જાય છે, પતિ પોકેપોક રડેછે. તુળસીદાસે જોયું કે, પરમાત્માએ લાજ રાખી. પોતે ઉઠીને આડા આવ્યા અને નિસ્પૃહી ગુરૂ તે દશ કરોડના માલીકને કહેછે કે, હરામખોર-આંધળા! એને કયાં લઇ જાય છે. તું કહેતો હતો કે, હવે રાંડને જરા વ્હીલી નહિં મુકું, તે હવે સ્મશાનમાં કેટલા સીપાઇની ચોકી મુકવાનો છે! એકલીજ મુકીને આવશે કે, ચોકીમાં? બોલ, બોલ. એટલે કોઇ સમજુએ સમસ્યા કરી કે, આમાં કાંઇ દૈવત છે. ખાટલી ઉતારી. પેલો છોકરો પગે લાગ્યો ને પ્રાર્થના કરી કે, ગુરો! ક્ષમા કરો, હું મૂઢ સમજ્યો નહિં. ગુરૂ બોલ્યા કે, હૈયા ફુટા! એનું આવરદા તો હજી ઘણું છે, પણ તારાં પાપે એનું અકાળ મોત થયું. પછી બહુ સ્તુતિ કરી ત્યારે અંજલિમંત્રી-હરિસ્મર્ણ કરીને છાંટી, એટલે,-બાપજી કહેતી કહેતી છોકરી તરત ઉઠીને ગુરૂની ૧૦૮ પ્રદક્ષિણા કરી પગે પડી. તે છોકરો કહે, બાપજી! હમે હવે તમારાંજ છઇએ. તમારી પાસેજ રહીશું. રળવું નથી, દસ કરોડ છે તેમાંથી ખાઈપી સંત સાધુની-આપની સેવા-કરી ભવભયથી છુટીશું. હમને ઉપદેશ કરી તારો. પછી ગુરૂને સાથેજ

રાખી ખૂબ સેવાથી પ્રસન્ન કીધા, અને જ્ઞાન પ્રાપ્ત કરી અહંમમત્વરૂપ મસ્તક સદ્‌ગુરૂ ચરણે મુકતાં ઉદ્‌ગાર કાઢયા, કે,—હે સદ્‌ગુરૂ પરમાત્મન્!

હું જાણું કે સોંપું મસ્ત,* સંભાળી જોઉં ત્યાં ત્હારીજ વસ્ત; †
તમારી વાડી, ને તમે છો નાથ, વિદેહી થઇ મેં તો ખંખેર્યા હાથ.

વળી ગદગદ કંઠથી કહે છે કે, આ હું, તું, તે, જગત્, દેહદ્રશ્યાદિ કશુંજ હતું નહિં ત્યારે સત ફક્ત હતું. **सदेव सौम्येदमग्र आसीत्.** એ ભ્રાન્તિ સમી જતાં તે સત રહેશે, અને મધ્યે–ભ્રાન્તિકાળે પણ સત તત્વજ છે. સીપમાં ચાંદી દેખાય છે ત્યારે પણ સીપ તો છે તેવીજ કાયમ છે. તેમ, આ, હું, તું, જગતરૂપ કયાંથી સ્ફુરી આવ્યું તેનો પત્તો નથી. એ કશુંજ થયું નથી, એવી દૃષ્ટિ થતાં શાન્તિ થાય છે.

ગેબી આયા ગેબસેં, બિચમેં લગાઇ એબ;
ઉલટ સમાયા ગેબમેં, મીટ ગઇ સબ એબ.

માટે હે સદ્‌ગુરો! હમે આપનાં બ્રહ્માત્મૈકય સુખ સ્વરૂપમાં અનન્ય ભાવે ખપી જઇ સમીએ છીએ.

૬૩—ગાયકવાડી રાજ્યમાંની એક ઢેડી એમ કહે છે કે, મારો ધણી તો ગાયકવાડ છે, હમારે બીજાની શી દરકાર છે. અને તેની એ વાત પણ સાચી છે. કેમકે તેનાં રાજમાં છે–તે રાજનો તે રાજા–ધણીજ કહેવાય. અને તે શયાજી મહારાજની રાણી છે તે બજારમાં મ્યાનામાં બેસી જાય છે, ગરીબોને હજારો રૂપીઆની ખેરાત આપતી જાય છે, ખંમા ખંમા જેને થતી રહી છે, તે મહેલમાં જઇ રાજા સાથે રતિસંબંધાદિ સુખ લઇ મોજ કરે છે, તે રાણી પણ કહે છે કે ગાયકવાડ મારો ધણી છે, મારે શી ફીકર છે–કોઇની દરકાર નથી. પરંતુ પેલી ઢેડી તો "દાતણુ લેવાં છે કે" કહેતી સવારમાં ભટકશે, તેનાથી પાંચ આના ખરચીને પણ આવી મોજ લેવાય તેમ નથી. તેમ,—પ્રવૃત્તિ અને નિવૃત્તિ બેહુનો ધણી, ભલે, એકજ કહેવાય તો તે ઠીક છે; પરંતુ સંસારના પામર વિષયી વગેરે લોકો પ્રવૃત્તિપરાયણ છે તેઓ દાતણવાળી જેવા તૃષ્ણારૂપી ઠીકરૂં લઇ ભીખ માગતા ફરે છે. અર્થાત્, મને આ મળે તો સારૂં, અને તે મળે તો સારૂં, એવી તૃષ્ણામાં તણાતાજ રહે છે. તેઓ પણ એમ કહે છે કે, ઇશ્વર હમારો ધણી છે. અને નિવૃત્તિપરાયણ અનુભવી મુક્ત, પુરૂષો,

---

* મસ્તક. † વસ્તુ.

જેઓ પરમાત્મા સાથેજ લગ્ન કરી બેઠા છે, તેમાંજ રાત દિવસ રમણ કરેછે, તેઓ તે પ્રભુના અનન્યત્વે સંબંધજન્ય સુખ ભોગવી પરમ-શાન્તિ મગ્ન રહેછે તેઓ પણ તેજ રીતે કહેછે. પરંતુ પેલા પામર વિષયી તો તૃષ્ણાગ્રસ્ત ભીખારીજ છે, અને આ જીવન્મુક્ત યોગી તો તૃષ્ણારહિત મહારાજા છે.

૬૪—એક દુબળો દારૂ પીને એક ખાડામાં પડયો છે ત્યાં મોજ માની રહી ખૂબ ખીલેછે-કેફ-ખુમારીમાં મસ્ત છે. ત્યાંથી બાદશાહની સ્વારી જાયછે તેની નેકી પોકારાય છે. તે જોઇ પેલો દુબળો બોલ્યો કે, અલ્યા બાચ્છા! તારો હાથી વેચે છે કે? બાદશાહે સીપાઇઓને દૂર ખસેડી તેને પુછ્યું કે, તારામાં હાથી લેવાની સત્તા છે? દુબળો કહે, અરે, તારી રાણી અને રાજસહિત લઉં એવો છું, મને જાણેછે કે!! રાજા, રૂમાલ મુખે દઈ, હસેછે. રાજાએ હુકમ કીધો કે, એની કેફ ઉતરે પછી મારી પાસે લાવવો. આગળ જતાં એક મસ્ત ઓલીઆ ફકીર મળ્યા, તે કહેછે કે, અલ્યા બાદશાહ! સાહેબકા નામકા પ્યાલા તુમને કુચ પિયા હૈં? દેખ, પેલો ત્રણ દોકડાનો દારૂ પીને તારી રાણી અને રાજ પણ લેવા તૈયાર થયો, તો જેને બ્રહ્મખુમારી ચઢી છે તે બ્રહ્મલોક સુધી ચૌદલોકનાં સુખને તુચ્છ-તૃણવત્ જાણેછે. માટે ક્ષણિક સુખનો મોહ, મદ, છોડીને આત્મ-ચિંતનરૂપ અજરામર રસનો પ્યાલો પી લે. શું! આ મોહજાળમાં ફસાઇ રહ્યો! જાગી ઉઠ.

૬૫—સત્સમાગમનું મહાત્મ્ય શૂં? એવો પ્રશ્ન નારદે ભગવાનને પુછયો. ત્યારે હરિ કહે, અમુક વનમાં આમ્રવૃક્ષપર એક કોસેટો છે તેને પુછો, તે કહેશે. નારદે ત્યાં જઇ પુછ્યું કે, હે ભાઇ કોસેટા! **सतां दर्शनस्य पुण्यं किं** (સંતના દર્શનથી શું પુણ્ય થાય-શું મહાત્મ્ય છે) એટલું પુછતાં વારને તે તરફડીને ત્યાંજ પડયો, ને મરી ગયો. નારદ તો પાછા હરિ પાસે જઇ બોલ્યા કે, તેતો પુછતાંજ મરી ગયો. હરિ કહે, અમુક વનમાં વડપર એક પોપટ છે તેને પુછ. નારદે ત્યાં શોધી કાઢી પુછતાં તે પણ ફફડી પડયો. પાછા હરિને જઇ કહ્યું. ત્યારે પ્રભુ કહે અમુક દેશમાં અમુકની ગાયને વાછરડો થયો છે તે કહેશે. નારદ ત્યાં આવી પુછેછે કે તે વત્સ પણ મરી પડયો. નારદે જાણ્યું કે સત્સંગનું ફળ તો એજ લાગે છે કે, મરી જાય. હરિને જઇ તેવુંજ કહ્યું અને બહુ ગુસ્સે થઇ ગયા કે મને કેટલી હત્યા કરાવી! પ્રભુ કહે, જા, અમુક રાજાને પુત્ર થયો છે તે ખરૂં

કહેશે. નારદ કહે, વળી ત્યાં ફજેતી કરાવી માર ખવાડવો ધાર્યો છે કે શું! હરિ કહે, ના, ના. જા, તે કહેશે જરૂર. નારદ ત્યાં આવ્યા. તેની રાજાએ પૂજા કરી. પુત્ર મગાવીને પગે લગાડયો, ને પુછ્યું કે, મહારાજ! જુવો, એ કેવો થશે. નારદ ભય તો પામ્યા, પણ બધાને દૂર ખસેડી પુછે છે, એટલે બાળક ખડ ખડ હસ્યો અને બોલ્યો કે, હજી તમે સમજ્યા નહિં? હું કાચંડ હતો તે તમારાં દર્શનથી પોપટ થયો. ત્યાં પાછાં તમારાં દર્શન પ્રભાવથી વાછરડો થયો. ત્યાંથી આ રાજપુત્ર થયો. ને અહીં તમારાં દર્શનથી મને જ્ઞાન થયું, કે, સર્વોત્તમ મનુષ્યદેહમાં આવી, સાધુ પુરૂષનો સંગ સેવી, દેહાત્મભાવ ભુંસી નાખી, સર્વત્ર આત્મદર્શન કરી, મુક્ત થવું. નારદ પ્રસન્ન થયા અને વિષ્ણુને જઇ પગે લાગ્યા.

૬૬—કબીરજી પાંચ પચીસ સંતો ભેળા બેઠા બેઠા વણ્યા કરે છે. ત્યાં ભગવાન બસો ચારસો સાધુને લઇને પરિક્ષા લેવા આવ્યા. અને બોલ્યા કે, હે કબીર! તેરા જેસા દાતા આખી કાશીમાં હમને દેખા નહીં. હમ સબ ભુખે હૈં. કબીરજી ઉઠયા અને સૌને ઉઠાડી સંતને પગે પડયા. કબીરજી વિચારેછે કે, ઘરમાં તો દાણો પણ અન્ન નથી. હું પણ ભુખ્યો છું. હવે શું કહું, પણ યત્ન તો કરૂં. ઉપાય કરતાં ન મળે ત્યારે લાચાર. બહાર નિકળી જ્યાં જાય ત્યાં કોઇ ધીરતું નથી. છેવટે એક તુલસીદાસ વાણીઆને ઘેર ગયા. તે કહે ૪૦૦ ને બદલે ૪૦૦૦નું સીધું મોકલું, પણ જો તમારી સ્ત્રીને આજની રાત્રી મારે ઘેર મોકલો તો કબુલ છું, આ બધું તમારૂંજ છે. કબીરે વિચાર્યું કે ધર્મ પ્રાપ્તિ છે–સંતો ભુખ્યા તો નહીં જશે, અને આ તુચ્છ ભૌતિક હાડ ચામનું શરીર શું કામનું છે. બલિરાજાએ ધર્મ ખાતર ગુરૂનું નહીં માન્યું હતું, માટે ભલે, એમ વિચારી વચન આપ્યું. તરત બધું સીધું તોળાઇને મોકલાવ્યું. કબીરજી સ્ત્રીને કહે, આજ તો તારા ઉપર આ બધું સીધું લાવ્યો છું. સ્ત્રી કહે, એટલે શૂં સ્વામિનાથ? કબીરજી કહે, આજની રાત્રી તમારે તુળશીદાસને ઘેર જવું. સ્ત્રી કહે, હું તો તમારાં ચરણની દાસી છું, તમે જેમ વેચો તેમ વેચાઇશ. કબીર કહે, મારી આજ્ઞા છે, તું જજે. વાણીઆએ તો શણગાર વસ્ત્ર વગેરે (પેહેરીને આવવા) મોકલ્યાં. સંતો જમી પરવાર્યા. રાત્રે બધું જેવર વગેરે પેહેર્યું. શ્રાવણ માસ હોવાથી વરસાદ આવે છે, રાત્રે દસ વાગ્યા છે. તેથી કબીર કહે તારા પગ ખરડાશે માટે મારી ખાંધપર બેસ. તુલસીદાસ પલંગ બીછાવી આકુળવ્યાકુળ (ઉંચો નીચો) થઇ વાટ જોઇ રહ્યો હતો ત્યાં મુકી આવ્યા. અને આવીને સંતમંડળીમાં

બેઠા. કબીરજી કદી વચન ચુકે નહીં એમ વિચાર કર્યા કરતો હતો ત્યાં તો સ્ત્રી આવી ઉભી, તેથી હર્ષ પામ્યો. અને સ્ત્રી હરિસ્મર્ણ કરેછે કે, પ્રભુ, તું લાજ રાખજે. એમ કરી પલંગપર ચઢેછે એટલામાં કાશીના રામજી કોટવાલનું રૂપ ધરી ભગવાન હાથમાં કટાર લઇ પ્રકટ થયા. કેમકે માછલું સમુદ્રનો અપરાધ કરી કયાં સંતાઇ જવાનું હતું!! અર્થાત જીવ છે તે ઇશ્વરનો અપરાધ કરી કયાં છુપાઇ જશે!? બનીઓતો નાચતો કુદતો હતો તે એકદમ નરમ થઇ થરથર ધ્રુજવા લાગ્યો. ગભરાઇને હાથે પગે લાગેછે કે માફ કરો સાહેબ. કોટવાલ કહે, હરામખોર દુષ્ટ! જાણતે નહિં કયા, કે-પરનારીકે સંગ, ગયેરે, રાવણુ કે દશ શીશાં. વળી કીચકની કેવી દુર્દશા થયલી તે ખબર નથી કે? આ કટાર-તરવારથી હમણાં તને મારી નાખુંછું. બનીઓ બહુ ટવળ્યો અને ક્ષમા માગી. ત્યારે કોટવાલ કહે, જે રીતે એ માતા અહીં આવ્યાં તેમ મુકી આવ. બનીઓ તરત મુકવા જાય છે અને પાછળ જુવેછે તો કોઇ નથી. વાણીઆની સદ્બુદ્ધિ થઇ ગઇ. કબીરજી પાસે સ્ત્રીને દૂરથી મોકલી દીધાં. કબીરજી પથરો લઇ દોડયા, ને બોલ્યા અરે તું આવી કેમ? સ્ત્રી કહે, પ્રભો! મારો વાંક નથી. કોટવાલ આવ્યા તેણે આમ કરાવ્યું. કબીરજી કટાર લઇ કોટવાલને ઘેર રાત્રે ૧૧-૧૨ વાગે પુછવા ગયા. સીપાઇએ કોટવાલને ઉંઘમાંથી ઉઠાડી ખબર આપી કે કબીરજી આવ્યા છે. તરત આંખ ચોળતા ઉઠી આવી પુછતાં કબીરજી કહેછે કે, તુળસીદાસને ત્યાં હમારી સ્ત્રી હતી તેમાં તમારા બાપની શી દોલત જતી રહી, કે વિક્ષેપ પાડયો. જાવ સાહેબ તમારે શા માટે એમ કરવું જોઇએ. કોટવાલ કહે, સાંજ પડી ત્યારથી હું જો ઘરમાંથી બહાર નિકળ્યો હોઉં તો ઇષ્ટના સમ. કબીરજી તરત સમજી ગયા કે, અહોહો! ત્યારે તો મારા પ્રભુ-રામજી પોતે પધાર્યા અને તુલસીદાસને દર્શન દીધું.

તાત્પર્ય કે, દુષ્ટ બુદ્ધિ હતો છતાં સાધુ કબીરજીનાં દર્શન અને સંગે ભાષણ પ્રભાવથી, તેમજ અન્નાદિ આપવાથી સંતો જમી તૃપ્ત થયા, તે પુણ્ય પ્રભાવથી, શ્રી ભગવાનનું દર્શન પામ્યો, તેથી પાપ બળી ચચણી ગયાં તેને લીધે બુદ્ધિ નિર્મળ થઇ ગઇ. માટે સત્સમાગમનું મહાત્મ્ય કેટલું છે તે વાણીથી વર્ણવી શકાતું નથી. વિશ્વામિત્રનું ૬૦ હજાર વર્ષનું તપ ત્રાજવામાં મુકતાં વસિષ્ટનું એક લવ (ક્ષણુ) માત્ર બ્રહ્માકારવૃત્તિરૂપ સત્સંગનું ફળ ઘણુંજ વધી પડયું હતું, એ આખ્યાયિકા પણ સુપ્રસિદ્ધ છે,

૬૭—જે મનુષ્યને સખ્ત-જોરમાં તાવ આવ્યો હોયછે, તે તો પાણી લાવો, મને પાણી પાઓ, એમ પાણી માગ્યા કરશે, તેનું શરીર ઉષ્ણ લાગશે. તેમ, ગૃહસ્થ હોય, બાવો, વૈરાગી, યતિ, બ્રહ્મચારી, કે વિદ્વાન અગર અવિદ્વાન, જેને તૃષ્ણારૂપ તાવ ચઢી રહેલો છે તે અધિભૂત, અધિદૈવ, ને અધ્યાત્મ એવા ત્રણ તાપથી હબહબી રહેલો જાણવો. તે વિષયરૂપ પાણીની ઇચ્છા ક્ષણે ક્ષણે કર્યા કરેછે. તાવ ઉતરી ગયલો ક્યારે સમજવું. કે જ્યારે શીતળ લાગે, પાણી માગ્યા કરતો અટકે, ત્યારે. તેમ, જેને તૃષ્ણા નથી-સંતોષ છે, જે શાંત સુપ્રસન્ન રહેછે, તેના તે ત્રણે તાપ ગયા જાણવા.

૬૮—યદુનામે એક રાજાને ૨૭ રાણી. તે રાજાને કોઇનો ઉપદેશ લાગે નહીં. તેથી વિદ્વાન બ્રાહ્મણોથી નિશ્ચય કરાયો કે, એને ગુરૂદત્તાત્રયનો ઉપદેશ લાગશે. રાજા વેદાંત શ્રવણ કરતો હતો અને વિવેકી હતો. તેથી તે વાત ધ્યાનમાં લઇ બધી રાણી અને અનેક અક્ષૌહીણી સેના સાથે લઇ નિકળ્યો. એક ઝાડ નીચે આનંદમાં મૃગચર્મ ઉપર ગુરૂદત્ત બેઠા છે ત્યાં સ્વારી આવી. હાથીપરથી ઉતરીને ચાલીને જઇ પગે લાગ્યો. પ્રાર્થના કરી કે, મહારાજ! આપને જેવો આનંદ છે તેવો મને કેમ નથી રહેતો? ગુરૂ કહે, બાપુ! સત્ય કહુંછું કે, તું ભીખારી છે, તેને હમારા જેવો આનંદ શી રીતે હોઇ શકે! રાજા તો ઉભો થઇ પ્રદક્ષણા ફરી પગે લાગી બોલ્યો કે, પ્રભો! હું ભીખારી કેવી રીતે છું, તે કૃપા કરી સમજાવો. ગુરૂએ જોયું કે, મુમુક્ષુ દીસેછે-ચિદ્દાતો નથી. તેથી બોલ્યા કે, બલિ, ઇંદ્રનું રાજ તને આપે તો તું લેવા ખુશી થાય કે નહિં? રાજા કહે, હા, મહારાજ, હમારે રાજાને તો જેમ વધારે રાજમહત્તા મળે તેમ લેવી અથવા પ્રયત્ન કરી મેળવવું, એ ઇષ્ટ છે. ગુરૂ કહે, તો એવી તૃષ્ણારૂપ ઠીબ પકડી તું ભીખ માગેછે, તો પછી ભીખારી એક વાર કહીએ કે અનેક વાર?! હમે તો એ તૃષ્ણા ઠીકરૂં ફેંકી દઇ નિર્ભય બની-અનંત બ્રહ્માંડના રાજા બની ફરીએ છીએ. ઇંદ્રલોક કે બ્રહ્મલોક તો હમારે કાકવિષ્ટા તુલ્ય છે. અનંત સુખરૂપ ચિદ્‌ઘન બ્રહ્માત્મ તત્વમાં-ચિદાકાશમાં (ત્રિગુણથી રહિત હુવા) હમે તો રમણ કરીએ છીએ. રાજા સપ્રેમ સાષ્ટાંગ પગે લાગ્યો. ઉપદેશ શ્રવણ કરી, સેવામાં રહી, સદ્‌ગુરૂ કૃપાપ્રસાદથી સ્વરૂપસ્થિતી કરી, આજ્ઞા થયે સ્વસ્થાને ગયો.

૬૯—દાન, પુણ્ય, ભકિત, જ્ઞાન, વૈરાગ્ય, સેવા, પૂજા, વગેરે શુભ કર્મ છે, પરંતુ યુકિત અથવા વિવેક રહિત કરાય તો લાભને બદલે

હાનિ કરેછે. જેમ–એક શિવાલયમાં એક મહાત્મા સમાધિ ચઢાવીને બેઠેલા, તેના ઉપર દેહેરાંની ફાટમાંથી સૂર્યનો તડકો આવતો હતો. એક ભકિતવાન ડોસીએ તે તડકો અટકાવીને સંતને સુખી (છાંયડો) કરવાના આશયથી પાંચ મણ ઘી લાવેલી તે દેહેરાંની ફાટ ઉપર લીપી લીધું, અને સાધુને દીલે પણ ઘી ચઢાવ્યું. ને બે પૈસાની ખાંડ ચઢાવવાને લાવી તે ચઢાવી–હોઠે ચોપડી તથા મોઢાંમાં ધાલી. ડોસી ઘેર ગઇ. સમાધી ઉતારી ત્યારે માથે અને હોઠે કીડીઓ અને ઘીમેલોના ઢગ વળેલા, તેથી અકળાઇ બોલ્યા કે, આ જિન્ને કીયા ઉસ્કે વ્હાં ફના ફાતીઆં હોજાવ. એમ બોલી પાછા સમાધિમાં પેઠા. એટલામાં મુસલમાનના છોકરા શેરડીના કુચા કાઢતા આવે છે. તે અટકચાળી જાત–સ્વભાવ હોવાથી તે બોલ્યા કે આ બાવા ઉપર કુચા નહીં ફેંકે તેને સમ છે. તેથી બધા છોકરા તેનાપર કુંચા નાંખતા ગયા, તે તરત ગબડીને નીચે પડયા ત્યાં ઢગ થયો. ગળપણવાળા હોવાથી બધી કીડી અને ઘીમેલ નીચે ઉતરી કુચાને બાઝી. સાધુ જાગ્યા. જોયું. ને બોલ્યા કે, જિન્ને એ સબ ઉતાર્યા ઉસ્કે વાંહાં સબ રિદ્ધિસિદ્ધિ હો જાવ. તેથી તે છોકરાને ઘેર ખૂબ ધન ધાન્ય આવી મળ્યું. ડોસી તો દુખી દુખી થઇ–દીલે કોઢ નિકળ્યો. વિદ્વાનો પાસે જઇ પુછ્યું, તે કહે, તેં કોઇ યોગીને દુભવ્યા છે. ડોસી કહે, નારે ભાઇ, હું કંઇ એવું કરૂં કે! પછી લોકના કહેવાથી તેજ દેહેરાંમાં ડોસી આવી પગે લાગી બોલી કે મહારાજ, ક્ષમા કરો. આપને ઘી ખાંડ ચઢાવી ગઇ, ને મને દુખ કેમ થયું? સાધુ કહે, એસા હુવા? સમાધિમાં જોયું. ખુશી થયા, ને કહ્યું, અચ્છા જા, તેરેકું બડા આનંદ સુખ હોવ. પછી ડોસી સુખી થઇ.

તાત્પર્ય કે, શુભ કર્મ (પુણ્ય દાન વગેરે) માં યુક્તિ અથવા વિવેકની જરૂર છે.

૭૦—એક સ્ત્રી પુરૂષ ગરીબ હાલતમાં કાળ ક્ષેપ કરતાં હતાં. એક દિવસે સ્ત્રીને કંઇ રસ્તેથી, છાશ વલોવવાની રવઇનો કકડો (ફુલ), જડયું. તે જોઇ પતિ કહે કે, ચાલો ત્યારે આપણે એક ભેંસ લઇશું, તેનું દુધ, દહીં, છાશ કરજે. પણ તેમાંથી માખણનો પિંડલો નિકળે તે તારાં પીહેરનાં માવીતરને નહિં આપતી. સ્ત્રી કહે, માવીતરને તો છાશ માખણ આપીશજ તો. એટલે પતિ કહે, હેં રાંડ, શું! એમ કરી ધબા ધબ મારવા મંડયો, તે ખેલ જોઇ પડોશમાં ચતુર રાજપુરૂષ રહેતો હતો તેણે સીપાઇને કહ્યું કે, માર એ સાલેકું. સીપાઇએ મારવા માંડયો એટલે

પુછ્યું કે, કેમ ભાઇ, શું ગુનો છે? રાજપુરૂષ કહે, અરે, તારી ભેંસે હમારી સરકારની વાડી બગાડી નાખી. તે બોલ્યો કે, મારી ભેંસ વળી ક્યાં છે! રાજપુરૂષ કહે, તો મૂર્ખ! તારી સ્ત્રીને શું કામ મારેછે (ભેંસજ નથી તો!).

તાત્પર્ય કે, જગત થયુંજ નથી,—છેજ નહિં, તો તેનો સંકલ્પ શું કરવો!! પરંતુ એવી દિવ્યદ્રષ્ટિ લાખોમાં કોઇકનેજ થાય છે. ભગવાને કહ્યું છે કે,—

**मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये।**
**यततामपि सिद्धानाम् कश्चिन्मां वेत्ति तत्त्वतः॥**

એ વિષે નીચેનાં પુષ્પરત્નમાં દ્રષ્ટાંત આપવામાં આવે છે.—

૭૧—ભગવાને નારદને કહ્યું કે, તમે સઘળે ફરી ઉપદેશ કરી બધાને તારવાને શ્રમ ઉઠાવો છો, તો હવે પૃથ્વિપર જઇ ઉપદેશ કરો. નારદ કહે, મારા ઉપદેશથી ક્ષણમાં મોક્ષ થાય, પણ પૃથ્વિપરના લોકને કેમ ઠરશે. પણ તમારી આજ્ઞાથી જાઉં અને બધાને ઉપદેશ કરી મોક્ષ પમાડું. આવ્યા, અને ઉપદેશ-વ્યાખ્યાન શરૂ કીધું. રોજ ચાર લાખ લોક ભેગું થવા માંડયું. ને થોડે દહાડે સૌ હરિમાં તદાકાર થઇ ગયાં, અને ભગવાનનાં દર્શન માટે આતુર થયાં. નારદ કહે, ગભરાવ નહિં, આજથી ચોથે દહાડે ભગવાન આવશે તેનું દર્શન કરવા લઇ જઇશું. બધા પ્રસન્ન થયા. નારદ દોડીને હરિ પાસે ગયા ને બોલ્યા કે, મહારાજ, વૈકુંઠ ગોલોક બીજું કરવું પડશે. ચાર લાખ બધાં ક્યાં સમાશે! બધાં તમારાં દર્શનાતુર છે તે જરૂર આવશે. ભગવાન કહે, મારાં દર્શન કરશે તેને લેવાં છે ને! નારદ કહે, મહારાજ! બધાજ, એ શું બોલ્યા! પુષ્પનાં દિવ્ય વિમાનમાં આવી પાદરે વાડીમાં ઉતર્યા. નારદે દોડીને સઉને ચેતાવ્યા, કે પ્રભુ પધાર્યા છે-ચાલો. પછી કોણ નહિં જાય?! ચારે લાખ ભુડભુડ-સટાસટ નિકળીને દોડયા. ભગવાન કહે, મારી પાસે આવશે ત્યારેને! નારદ કહે, એ પેલાં આવ્યાં. ઠીક, આવવા દો. પ્રભુએ પૈસાનો વરસાદ વરસાવ્યો. બધા વીણવા મંડી પડયા. તેમાંથી બે લાખ કહે, ભગવાન કરતાં શું પૈસા વધારે છે કે? એમ કહી આગળ ચાલ્યા; ત્યાં રૂપિઆનો વરસાદ વરસાવ્યો. તેમાં ઘણા લલચાયા, ને બોલ્યા કે, ભગવાન ક્યાં જવાના છે, રૂપિઆ લઇને જઇશું. નારદ વિચારેછે કે, અરેરે! આ મૂઢ-લોક શું કરેછે! જે પ્રભુનાં ચરણમાં નવનિધિ ને અષ્ટસિદ્ધિ દાસી છે તેને

છોડીને આ તુચ્છમાં ફસાયા. ૫૦ હજાર માત્ર રૂપિઆની સ્પૃહા ન કરતાં આગળ ચાલ્યા. ત્યારે હીરા, મોતી, માણેકનો વરસાદ કીધો. તેમાં તો બધા લોભાયા. માત્ર ૧૦૦ આગળ વધ્યા ( તેને છોડીને ). ત્યારે હરિએ પારસમણિ, સ્ફાટિક, ચિંતામણિ વગેરેનો વરસાદ કીધો. ફક્ત બે જણાજ તેની પણ ઉપેક્ષા કરી આગળ ચાલ્યા અને ૯૮ અટકયા. તે બે કહે કે, હમારે તો તે શ્રીહરિનું કામ છે, ભલે એ મણી હોય તોપણ હમારે જરૂર નથી. ભગવાન પાસે બેઉ આવી પ્હોંચ્યા. જેવા ભેટવા જાય છે તેવો વચ્ચે અગ્નિ દીઠો એટલે એક તો અટકી ઉભો. અને એક તો યાહોમ કરીને (તન, મન, ધન, બધું પ્રભુનેજ અર્પણ કરતો) બળીશ તો બળવા દો, એમ કરી ચાલ્યો તો પ્રભુએ તેને ઝટ ઝડપી લઇ છાતી સાથે ડાબી પોતાનાં સ્વરૂપે અભેદભાવને પમાડી દીધો પેલા બીજાને કહેછે કે, અલ્યા! આ સમુદ્ર તરીને આવ્યો, ને અટકયો શું! આવ, આવ, અગ્નિ કયાં છે–શીતળ છે. ત્યારે પેલાએ ભય પામતાં આંગળી અડકાવી જોઇ– શીતળ દીઠું ત્યારે જઇ પ્રભુને પગે પડયો. તેને માથે પ્રભુએ વરદ હસ્ત સ્થાપી કહ્યું કે, ભય ન પામ. બીજે જન્મે તું મને પામશે. પછી પ્રભુ નારદને કહે, બોલ આ એકને માટે કેટલાં વૈકુંઠ ગૌલોક મારે કરવાં પડશે? મારૂં તેજ તેમાં એ માઈ શકશે કે નહિં? નારદ શરમાઇ ગયા. પ્રભુ અંતર્ધ્યાન થઇ ગયા.

તાત્પર્ય કે, અભેદભાવે પૂર્ણ શ્રદ્ધા અને નિર્મળ પ્રેમથી જે પરમાત્માનેજ મળવા ચાહેછે, તેતો પોતાનું અહંમમત્વરૂપ માથું પેહેલેથીજ મુકીને ધરયો જાય છે. તેને બ્રહ્મલોક સુધીના માયિક તુચ્છ ભોગની કિંચિત્ પણ સ્પૃહા હોતીજ નથી. તેતો સરળ તીવ્ર વેગે નદી જેમ વહન કરતી સમુદ્રમાં જઈ મળેછે તેમ, પ્રભુમાંજ શિર ઝુકાવતો પડેછે. વાહ! ધન્ય એવા સાચા શૂરવિર–જનક, યાજ્ઞવલ્કય, પ્રલ્હાદ, ધ્રુવ, વ્યાસ, વસિષ્ઠ, અંબરીષ, શુકદેવ, ભીષ્મ, અર્જુન, વિભીષણ, નરસિંહ મ્હેતા, મીરાં, ગાર્ગી, દ્રૌપદી, અનસૂયા, સાવિત્રી, ઉમા, લક્ષ્મી, મંદોદરી, અહલ્યા, તારા, મદાલશા, વગેરે વ્યકિતઓને!

પરિપકવ થયા છતાં કોઇ પ્રતિબંધને લીધે અથવા શ્રદ્ધાની કંઇ કચ્ચાસથી અથવા દેહાધ્યાસ કંઇ રહી જવાથી કદી કોઇ વિદેહ કૈવલ્યને મેળવવા ભાગ્યશાળી નથી થતો, તો તે યોગભ્રષ્ટ બીજે જન્મે પરિપૂર્ણ અભેદ સાક્ષાત્કારવાન થઇ વિદેહ કૈવલ્યરૂપ મોક્ષ મેળવેછે.

પરંતુ જેઓ પાછળ રહી ન્યૂનાધિક વિષયલાલસાથી અટકી રહેછે, તેઓ લાંબે કાળે જેમ જેમ દેહાધ્યાસ ઘસાતો જઇ, વિષયતૃષ્ણા ઘટતી જઇ, ક્રમે કરીને આગળ વધતા જાયછે, તેમ પ્રભુ સમીપ અનેક જન્મે જઇ મળેછે.

**अनेक जन्म संसिद्धि स्ततोयाति परांगतिं.**

૭૨—નાનું અથવા મોટું બાળક રડતું હોય તેને ધમકાવ્યાથી અથવા કંઇ ખાવાનું કે રમકડાંની લાલચ મળવાથી રહી જશે ખરૂં, પરંતુ ડસકાં ભરતું થોડી વાર તો જણાશે. તે રડવાનું બીજ હજુ ડબાયું નથી તેથી, તે મોટું માણસ આઘું ખસતાં પાછું રડવાનો સંભવ છે. તેમ, હઠયોગથી અથવા સંતસમાગમ કરી શ્રવણ કરવાથી વિષયો સેવનનો તથા દેહમાં અહંમમત્વનો ઘાડ (દ્રઢ) થઇ રહેલો મોહ તુચ્છ લાગશે તેથી ઘટી ગએલો જણાશે, પરંતુ તે વિષય પુનઃ દૃષ્ટિ સમીપ ખડો થયો કે અંકુર-પીલો ચિત્તમાંથી સ્ફુરી આવશે. પરંતુ, "આંગળી આપીએ તો પોંચે વળગે" એ કહેવત પ્રમાણે જો તેને જરા છુટ આપવામાં આવે તો વૃત્તિ પાછી વિષયાસક્ત બનતી રહી વિષયરૂપ વિષ કીચડમાં દટાઇ જાય છે પણ અંકુર-સંકલ્પ સ્ફુરતાંજ તેને ડાબી દઇ-તેનો વૈરાગ્ય અભ્યાસ વિવેક વિચારાદિથી તિરસ્કાર કરી કાઢીએ તો નિસ્તેજ થઇ બ્હીલે મોઢે તે પાછો સમાઇ જાય છે. અને એવા પુનઃ પુનઃ દઢાભ્યાસથી દઢ અપરોક્ષ થાય છે.

આંગળી આપતાં પોંચે વળગે અને ધીમે ધીમે આખું શરીર ગળી જાય એવી એ વિષય વાસના રાક્ષસી છે તેનેતો વીરત્વથી મારી નાખવાથીજ આગલો રસ્તો-ગંતવ્ય માર્ગ નિષ્કંટક અને અભયપ્રદ થાય છે.

કુતરો ભસ્યો તે જોઇ, ઓ! ઓરે! બાપરે! કરી બીકથી નાઠા, તો તુરત આવી ઢગરૂં કરડી ગાબડું પાડશે, પણ તરત લાકડી કે પથ્થર લઇ સામા ઉભા-કે દોડીશું તો જીવ લઇ ન્હાસી જશે. તેમ, જગતનાં વિઘ્ન કરનારાં-શરીરાંતર્ગત લોહી, માંસ રૂપ સત્વ શોષણ કરનારાં અર્થાત્ અમુલ્ય મનુષ્ય શરીરનું આયુષ્ય ખાઇ ખોઇ નંખાવનારાં શ્વાન તુલ્ય સ્ત્રી પુત્ર સગાં સ્નેહી વગેરે સ્વાર્થ પરાયણ જનો સત્સંગ ધ્યાન ભજનમાં તોડી પાડવા આવે તેની સામુ ઘુરકીને ગર્જના કરી ઉઠો, કે મારૂં તો આમ છે, (હુંતો પ્રભુ ભજનમાંજ લાગ્યો રહીશ) તમારૂં જેમ હોય તેમ

તમે જાણો. જાવ. તમારી વિઘ્નકર શિખામણ તમારે માટે રહેવા દો–હું સાંભળતો નથી; તો બધાં હાંરીને રહે, અને મુખ ફેરવી માર્ગે પડે. પણ ભય પામીને (લોકેષણા, વિત્તેષણા, પુત્રેષણા વગેરેથી ડરીને) અથવા મોહથી ડબાઇને વિષયલાલસાથી અટકયા, તો નક્કી જાણો કે ચારે તરફથી બધાં વળગી પડી ગાબડે ગાબડાં કાઢશે. ત્યારે દુઃખી થઇને ભગવત શરણ લેવું પડશેજ, તો આગળથી ભાન આવ્યું હોય તો (અગર આ સદ્‌ગુરૂ પ્રસાદરૂપ વાણીથી ધ્યાનમાં ઉતરતું હોય તો) હમણાથીજ કેમ નહિં જાગ્રત થાવ! શામાટે ચેતો નહિં!? સુજ્ઞ લોકો! જાગો, જાગો. હારીને ઉઠશો તો ખરાજ, તો (શાણા હોવ તો) વારેલા કેમ જાગી નહિં ઉઠો.

સદ્‌ગુરૂ પરમાત્મા સર્વને સદ્‌બુદ્ધિ આપો, એ અંતિમ ઇચ્છી આ પુષ્પ રત્નની સમાપ્તિ કરાય છે. ॐ तत्सत्.

૭૩—ટાટના કાગળ બનાવવા માટે જ્યારે તેને ખુંદવા વગેરેની ક્રિયા કરેછે, ત્યારે તેમાંથી દુર્ગંધ આવેછે તેને લીધે તેની પાસે જવું ગમતું નથી, એવી હલકી હાલતમાં તે હોય છે. પણ તેજ ટાટનાં કાગળ બની તેના ઉપર વેદ વેદાંતશાસ્ત્ર ગીતા વગેરે લખાઇ પુસ્તક બનેછે ત્યારે તેનું પૂજન અર્ચન કરાઇ તે ઉપર રૂપીઆ વગેરે ભેટ અર્પણ થાય છે, ચંદન, કુંકુમ, પુષ્પાદિ ચઢે છે, ને પગે લાગીએ છીએ. તેમ, અતિ નીચ સ્થિતીનાં મનુષ્ય પણ ખુંદાવા રગડાવારૂપ દુઃખ સહન કરેછે એટલે શમ દમ વગેરે સાધન કરતાં અપવાસ વ્રત અને મનને નિયમમાં રાખવા અનેક કષ્ટ સહેછે ત્યારે અધિકાર આવેછે, પછી સાધુ જનોની સંગતિ કરે છે તો અંતે મહાત્મા–ભક્ત–યોગી બની જગતમાં પૂજ્ય થાય છે. માટે મનુષ્ય શરીરી સુજ્ઞ જનોએ વિદ્વાન મહાપુરૂષનો સત્સંગ સેવ્ય છે.

૭૪—વીંછણ બચ્ચાં જણે છે તે સો પચાસ સામટાં થાય છે. તે બચ્ચાંજ તેને ખાઇ જાય છે. પેટમાંથીજ બચ્ચાં તે વીંછણને કરડી ખાતાં રહેછે અને તે બધાં બહાર આવતાં તે વીંછણ મરી રહે છે. તેમ, આપણાં પુત્ર પુત્રીઓ વગેરે આપણનેજ ખાય છે, એટલે એકાંતવાસ સેવી આત્મચિંત્વન નહીં થવામાં વિઘ્નરૂપ નિવડે છે તેથી અમુલ્ય આયુષ્ય વહી જવાથી મોક્ષ મેળવી કૃતાર્થ થતાં આપણે ચુકીએ છીએ, એથી વિશેષ શું! આયુષ્યરૂપ માંસ (સત્વ) છીનવી લેછે, એટલે મૃત્યુનાં મુખ સમીપ તાણી જાય છે, જેથી અજરામર તત્વજ્ઞાન સંપાદન કરી મુક્ત થવા યોગ આવતો નથી.

૭૫—બારણે કુતરાં ભસેછે, તે સાંભળી બારણે નિકળીને તેની સામું કોઇ તેવુંજ હાઉ હાઉ કરી ભસવા મંડી જાય, તો તે કુતરાનો પિત્રાઇ તેને શા માટે નહિં સમજવો ?! તે શ્વાન તેનું મોઢું દુખવી થાકશે ત્યારે એની મેળે રહેશે. તે છતાં તેના જેવા બની સામા ભસવા દોડવું એ સુજ્ઞનું લક્ષણ નથીજ. પરંતુ જ્યારે સમીપ આવી કરડવા ધસે, અથવા ઇજા કરવા આવે તો તેજ વખત તેને વાણીથી તિરસ્કાર કરીને અથવા લાકડી બતાવી મારી કાઢવો. વળી, એજ રીતે કોઇ બાઇ કહેશે કે, મારા પીટયા, મારા રડયા, મુવા, વિગેરે તો તેની સામું ક્રોધ કરી દોડેછે, ને કહે કે, રાંડ કોને કહેછે, એમ લડવા મંડે તો બેહુનાં મન ક્ષોભ પામી કલેશ વધીને ભારે રૂપ પકડે; પણ એમ કહે કે, વાહ! એ બાપડી એને પોતાનેજ કહેછે. કહેવું કે, બા! તારા પીટયા–પીટાઇ ગયા, તેમાં હમે શું કરીએ. જગતમાં બધાજ પીટાઇ જાયછે, અને અનેક ગયા, તેમજ શરીર ધરી આવશે તે બધા જશેજ. તારા એકલીના નથી પીટાઇ ગયા. બીજું, તારા રડયા હોય તો છાના રાખ, નહીં માને તો લે આ પૈસો, મમરા લઇ અપાવ, તો છાના રહેશે. બા! અહંમમત્વ હમે હમારા પ્રભુ ચરણે અરપી બેઠા છીએ ત્યારથીજ હમે તો મુવા છઇએ, અને હમારે સ્થાને પ્રભુ પ્રકાશે છે. તેથી તેં હમને તો ખરૂં કહ્યું, પણ હમારી જગે તે શ્રીહરિ છે તેને જો તું કહેતી હશે તો જુદી વાત છે–તે કદી મરતો કે જન્મતો નથી.

તાત્પર્ય કે, બુદ્ધિમાને તો ઉલટું હોય તેને પણ રૂપાંતર કરી–સુલટાવી દઇ, ઉભય પક્ષે શાંતિ ઝળકે એ રીતે, સ્વબુદ્ધિથી યુક્તિ વાપરી ભવાટવી માર્ગ કાપતાં સ્વધામે જઇ ઠરવું–પરમાત્મ પદે સ્થિત થવું.

૭૬—લખનો શહેરનો રાજા હતો. તેની પાસે છ રાગ છત્રીસ રાગણી જાણનાર ૪૨ માણસ આવ્યાં. તે દીપક રાગ, હીંડોળ, મલ્હાર, વગેરે જાણતા હતા. રાજાને કહેછે કે, આપ હીંડોળે બેસો–હમે ગાઇશું કે એની મેળે હીંડોળો ઝુલશે. બત્તી ગ્લાસ તૈયાર કરાવી રાખો, દીપક ગાઇશું કે એની મેળે સળગશે. મલાર ગાતાં વરસાદ આવશે, વગેરે. રાજા કહે, અચ્છા, તુમ કીતને હો? તે ગવૈયા કહે, બૈરાં છોકરાં સાથે ૩૬૦ છઇએ. ઠીક. હુકમ થયા પ્રમાણે બધાને જુદાં જુદાં મકાન ખોલી આપ્યાં અને રોજનો ખર્ચ તે લોકે રૂ. ૧૦૦૦) કહ્યા પ્રમાણે ચીઠ્ઠી લખાવી આપી. એ લોકો રોજ સભામાં વાજીંત્રો લઇને આવી સલામ બજાવી અરજ કરેછે કે, હજુર અબ સુનો. રાજા કહે, આજ નહિં. એમ રોજ કંઇ કંઇ નિમિત્ત

બતાવે. કદી ભાઇનાં લગન, તો કદી છોકરાની શાદી; કોઇવાર તબીએત સારી નથી બતાવે તો, કોઇવાર ફુરસદ નથી, એવું કહી મુકે. એમ કરતાં તો દેહ છુટયો. બધાને ખબર થઇ. તેઓ કહે, અરેરે! આપણે એનું લુણ-અન્ન ખાધું છે, અને પુષ્કળ દ્રવ્ય ભેગું કીધું. રાજાના પાસે સબ આવ્યા અને બોલ્યા કે, આજલગી રાજાને ફુરસદ નહિં મળી, પણ હવે રાજા એમ નહિં કહેશે કે, કાલે. હવે જરૂર ફુરસદ મળી છે. હમારૂં સત્ય છે તો ઇશ્વર સહાય થશે. તેઓ એકાગ્રતાથી પ્રભુને પ્રાર્થી બોલ્યા કે, હે ઇષ્ટ દેવ! જો હમે હમારાં સત્યેજ હોઇએ તો રાજા સાંભળે એવી કૃપા કરી તેટલું આયુષ્ય આપ. તરત રાજા બેઠો થયો. તેને હીંડોળે બેસાડી ગાયન કીધું કે હીંડોળો હાલવા લાગ્યો. તેજ રીતે દીપક મલાર વગેરે ગાઇ બતાવ્યું. રાજા બહુ ખુશ થયો અને બોલ્યો કે હવે જો પાંચ દસ વરસ જીવું તો એજ સાંભળ્યા કરૂં. ગવૈયા કહે, રાજાજી! ગઇ તક હવે ન આવે. હમને પર નાં ૭ર (વર્ષ) થયાં. કાલે કાલે કરતાં ર૦ વર્ષ વીતી ગયાં. છોકરાંનાં છોકરાં મોટાં થયાં છતાં પરવાર ન આવ્યો. આ તો હમારે સત્યે તારાં ઋણથી હમને છોડવવાને પ્રભુએ સહાય કરી છે. ગાયન પુરૂં થતાં રાજા તરત પડયો, દાહ વગેરે સંસ્કાર કરી સૌ ઘેર આવ્યા.

તાત્પર્ય કે, ઘણા લોક કહેછે કે, હવે ઇશ્વર ભજન-સત્સંગ ધ્યાન વગેરે (ખરૂં જરૂરી) કર્તવ્ય કાલે કરશું, ઘડપણે કરશું, પુત્ર પરણાવી અથવા અમુક કામથી પરવારીને કરશું, એમાં ને એમાં સંસાર કાર્ય તો પુરૂં થતુંજ નથી, ને આયુષ્ય પુરૂં થતાં દેહ છોડી દેવો પડેછે. કથામાં તો કાલે જઇશું, શું દહાડાના કંઇ દુકાળ છે. એવું બકતો રહેછે ત્યાં દહાડાનો તો શું, પણ એક ક્ષણનો દુકાળ પડયો-હવે મુવા પછી એક ક્ષણ પણ મળવી અસંભવિત થઇ પડી. પરવાર નહોતો આવતો તે હવે સામટો આવ્યો. પણ હવે પાણી વહી ગયા પછી પસ્તાવો શું કામનો!! માટે હે સુજ્ઞ લોકો! ચેતો, સાવધ થાવ, જાગ્રત થાવ. સંતો અને શાસ્ત્રો નિરંતર ઢોલ-પડઘમ વગાડી (પોકારતા રહી) જગાડે છે. મોહનિદ્રા ત્યાગી ઉભા થાવ. કર્તવ્યપરાયણ બની જાવ અને નિજપદે સમી સુખી થાવ. ૐ

૭૭—નાની છોકરીઓ ઢીંગલાં પોતીઆંથી રમીને આનંદ પામેછે, પણ ડોસીઓ શું ઢીંગલાંનીજ રમત રમ્યા કરે. તેજ રીતે અંગ્રેજી શીખવા પ્રારંભ કરનાર બાલક A, B, C, D, ગોખેછે, પણ B. A., M. A.

કે Matric થયલા પણ A, B, C, D, ગોખ્યા કરે તો શું તે હાસ્ય-પાત્ર નથી કે?! તેમ, કર્મમીમાંસા સમુદ્રમાંથી આગળ વધી ઉપાસનારૂપ ક્ષીરસમુદ્રની મોજ લેઇતો પરમ અમૃતમય ચિદાનંદ જ્ઞાનસમુદ્રમાં ખેલતો હુવો મુનિ, ક્ષારસમુદ્ર જે કર્મમીમાંસા છે તેમાં સુખ માની પાછો ફરી તેમાં આવવા વિચારે તો તે શું તેવા આપ્તકામ મહાત્માને માટે શોભા-પ્રદ–યોગ્ય મનાશે કે?! નહિંજ. ત્યારે તો હે સુજ્ઞ જનો! પુરૂષાર્થ કરી ક્રમે કરીને ઉન્નતિને માર્ગે ચાલ્યા જઇ અંતિમ ગિરિશ્રૃંગ ઉપર જઇ વિરાજો ત્યાંસુધી અટકતા નહિં; અને ત્યાં પ્હોંચી પાછા નીચે પડવા ઇચ્છતા નહિં, તે અતિવ ધન્યવાદ છે.

૭૮—આ વિશ્વમાં સર્વ પ્રાણીમાત્રનાં કર્મનું ફળ યથાસમયે જેનું તેને યથાયોગ્ય આપનાર, શ્રદ્ધા–પ્રેમ જેટલે અંશે જેઓ તે પ્રભુમાં રાખે છે તેમને સહાય આપી તે તે પ્રમાણુમાં તેને સદ્ગતિ આપી ભવ-ભયથી રક્ષણુ કરનાર એક પરમાત્માજ સર્વજ્ઞ સમર્થ છે એમ જાણી તે એક શ્રીહરિગુરૂમાંજ દૃઢ વિશ્વાસ રાખનાર ભયથી મુક્ત થાય છે એ વિષે દૃષ્ટાંત,—એક સમર્થ મોટો રાજા હતો, તેને પૂર્વકર્મનાં પાપના ફળ રૂપે પ્રારબ્ધવશાત્ આખે દીલે કોઢ એવો થયલો કે તેમાં ક્ષત પડી તેમાંથી પરૂ, લોહી વહેવા લાગ્યાં, તેથી બહુ દુઃખથી ગભરાઈ ગયો. બહુ વૈદો, હકીમો, ડાકટરો વગેરે આવી ઉપાયો કરી થાકયા છતાં સારૂં ન થવાથી ઠરાવ કીધો કે મને સારૂં કરે એવો વૈદ્ય લાવે તેને ભારે ઇનામ આપવું. એવામાં રસ્તેથી એક વૈદ્ય બુમ પાડતો ચાલ્યો જાય છે કે, કોઇને પરમીઓ, કોઢ, તાવ, માથું દુઃખવાનું, વગેરે રોગ હોય તેને સારૂં કરૂંછું. તેને એક જણુ રાજા પાસે લઈ ગયો. વૈદે તે સારૂં કરવા કબુલ કરવાથી રાજાએ તેને પુછ્યું કે, દવામાં શું જોઇશે. ત્યારે વૈદે કહ્યું, બધું મેળવીશ પણુ મુમઇ જોઇશે. એટલે કોઇ હૃષ્ટપુષ્ટ છોકરાને ઉંચે લોઢાંને થાંભલે ટાંગવો, ને નીચે તેલની કઢા ઉકળતી રાખવી. તેની વરાળથી પેલો માણુસ બફાઈને તેનાં લોહીનાં ટીપાં તેમાં પડશે; તે મળે તો બસ. રાજાએ હુકમ આપ્યો કે, જાવ, શહેરમાં તપાસ કરી જે દ્રવ્ય માગે તે આપી લાવો. અમલદાર અને સીપાઇઓ નિકળ્યા. એક પટેલને ચાર દીકરા હતા, તેમાં ત્રણુ તો ખેતી ધંધો કરી રળનારા હતા તે તો માબાપ ભાઇ સગાંને વહાલા, પણુ એક છોકરો બિચારો રોજ સાધુ સંતમાં ફરે, મહાદેવનું પૂજન કર્યા કરે, એવાજ છંદમાં પડેલો તેથી બધાને અકારો હતો. પેલા અમલદારને તે વેચાતો આપ્યો. દસ હજાર રૂપીઆ લીધા. તે વખતે તે

છોકરાની જે સ્થિતી–વ્યવસ્થા કરવાની ધારેલી તે માબાપને સ્પષ્ટરીતે અમલદારે સમજાવી કે, ભાઇ તારા છોકરાને આવાં કામને માટે ખરીદાય છે તેથી ખુશી હોય તોજ આપજે, જુલમ નથી, હોં. છોકરો તો ખુશી થતો બોલ્યો કે, ઘણું સારૂં. આ દેહ નિરર્થક બળવાની તો છેજ, તો પછી બિચારા રાજાનો કોઢ સારો થાય તેમાં બળે તો સફળ છે. પછી માબાપ ભાઇઓની રજાથી લઇ જઇ સોંપ્યો. વૈદે જોયું કે, કસર છે. તેથી ખૂબ માલ મલીદા ખવાડવા માંડયા. માત્રા ખવાડી તેથી રોજ મણ મણ દુધ ઘી ખાય. છોકરો માનેછે કે હમણાં તો ખાવાનું મળેછે, પછી જેવી હરિઇચ્છા હશે તેમ થશે. મહીનો થયો. ખૂબ પુષ્ટ બન્યો. ત્યારે તૈયારી કરાવી. નિસરણી મુકાવી. છોકરાને કહ્યું કે, ઉપર ચઢી ટિંગાઇ જાવ. છોકરો કહે, હા. પછી ઇષ્ટદેવનું ધ્યાન કરવા બેઠો. તે પ્રભુમાં લીન થયો–પ્રેમાશ્રુ વહી રહ્યાં છે તેમાંથી જાગી આંખ ખોલતાંજ ધુળમાં એક આંગળીથી ચાર લીટા ખેંચી કાઢયા, અને તેમાંથી ત્રણ લીટા પાછા ભુંસી નાખી એક લીટો બાકી રાખી તેને પગે લાગી તરત નીસરણીપર ચઢવા મંડયો. આ કૃત્યોથી લોકોમાં વેહેમ પડયો કે, આ છોકરો મરતી વખતે પણ ડરતો નથી. અને આ કંઇ જાદું કીધું તેથી આપણે બધા તો નહીં મરીએ! રાખો, રાખો. રાજાને જાહેર કરીએ. છોકરાને પુછ્યું કે, આ શું કીધું? છોકરો કહે, તમારે શું કામ છે? રાજા પુછશે તો કહીશ. રાજા આવ્યા તેણે પાસે બોલાવી પુછ્યું કે, આ શું કીધું! ત્યારે છોકરો કહેછે કે, હે રાજાજી! મેં ચાર લીટા કાઢયા તે ચાર રક્ષકના નામના હતા. જગતમાં મનુષ્યાદિ જન્મેછે તેના ચાર રક્ષક હોય છે. બાળપણમાં માતા, મોટો થતાં બાપ, અને રાજા તથા પરમેશ્વર. તેમાં માબાપે તો દ્રવ્યલોભથી મારો ત્યાગ કીધો–વેચી દીધો. તું ત્હારો દેહજ વ્હાલો કરી મારા પ્રાણ લેવા તૈયાર થયો. તેથી ત્રણ લીટા તો વ્યર્થ–સ્વાર્થી–જૂઠા છે એમ જાણી રદ કીધા. અને હવે એક સર્વજ્ઞ સમર્થ ઇશ્વર રહ્યા તેનો લીટો રાખીને હું ચઢી ગયો કે, તેજ રક્ષક બાકી છે. રાજા તું એમ નથી જાણતો કે "હું કદાપી ૪–૫ વર્ષ જીવીશ," તેટલા માટે અન્યના પ્રાણ લેવાથી શું સો વર્ષ જીવશે કે? રાજાને જ્ઞાન ઉપજ્યું, એટલે આકાશવાણી થઈ કે, "હે મૂઢ રાજન્! ખબડદાર, એ છોકરાને જરા પણ ઇજા પહોંચાડશે તો તારૂં રાજ ઉંધું વાળી નંખાશે. એ છોકરો ભગવદ્ભક્ત છે માટે એનો હાથ તારે દીલે ફેરવવા એની પ્રાર્થના કર, તેથીજ સારૂં થશે." રાજા આશ્ચર્ય પામી પગે લાગ્યો અને

હાથ ફેરવાવતાંજ રોગ રહિત કંચન કાયા બની ગઇ. રાજાએ તે બાળકની ખૂબ ઠાઠથી પૂજા કરી, ખૂબ શ્રેષ્ઠ વસ્ત્રાલંકાર પેહેરાવી હાથીપર બેસાડી નગરમાં ફેરવી રાજગાદીપર બેસાડી તેનો દાસ બની રહ્યો. તે વખતે તે છોકરાએ કહ્યું કે, મારા માતા પિતા મારા ગુરૂ છે, ભાઇઓ સહાયક છે; તેથી રાજ્યપર તેને બેસાડો. મને વેચતે નહીં તો આમ બનતેજ નહીં. માટે ઉપકાર તેનો છે, તેથી બહુ આગ્રહથી બાપને રાજા બનાવી, ભાઇઓને સેનાપતિ દીવાન, તથા ન્યાયાધીશપદે સ્થપાવી, રાજાને એકાંત સ્વતંત્ર કરીને પોતે સાધુવેશે આસક્તિ રહિત રહીને શંકર ભક્તિનો પ્રચાર ખૂબ ચલાવી, ગૃહસ્થાશ્રમ સેવતો રહી અનેક પરોપકાર કૃત્ય કરી કરાવી અંતે ઉત્તમ ગતિને પામ્યો.

૭૯—એક બ્રાહ્મણ પોતાની ઘણીજ ગરીબ સ્થિતીથી ઘણો વ્યાકુળ બની જઇ, પોતાનું દૈવ–નસીબ શોધવાને નિકળ્યો. વનમાં જતાં એક કલ્પવૃક્ષ નીચે વિશ્રામ લેવા બેઠો. વૃક્ષને વાચા થઇ કે મારાં ફળની ઉપરનો જીવડો ડીચકાં સાથે કાઢી નાખીને ભક્ષણ કર–ખાઇ જા. બધું અમૃતમયજ ફળ છે. બ્રાહ્મણ કહે, ઉપર પ્રથમ જોતાંજ જીવડો દેખું તેવું ખાતાં મારો જીવ નહીં ચાલે. (**प्रथम ग्रासे मक्षिकापातः** જેવું થયું.) પછી કોઈ સમર્થ યજમાન ખોળવા વિચાર કરી સમુદ્રનું તપ કરવા માંડયું. ત્યાં એક સાધુ આવ્યા, તે કહે, ભાઇ! આ સમુદ્રમાં દૂર એક બેટ છે તે ઉપર તારૂં દૈવ ઉંધું પડયું છે તે ચત્તું કરી આવ, તો તને અખૂટ દ્રવ્ય વગેરે બધું સુખ મળશે. બ્રાહ્મણ કહે, આ ભર દરીઆમાં શી રીતે જાઉં? સાધુને રૂપે સમુદ્ર દેવતા બોલ્યા કે, ત્યારે ઉપરનું ડીચકું કાઢી નાખી ફળ ખાતે તો તે કેરી ખાવાથી અમૃત બનતે કેની! પણ તું તો તે અમૃતને મુકીને આવ્યો, તેમ હવે સમુદ્રને મુકીને નહીં જતો. પછી સાધુ ગયા. ત્યાં એક મગર આવ્યું કે તરત આંધળું થઇ ગયું. બ્રાહ્મણને કહે તું કોણ છે? બ્રાહ્મણ કહે હું બ્રાહ્મણ છું. મારે પેલા બેટપર જવું છે, ત્યાં દૈવને ચત્તું કરવું છે. મગર કહે, ભાઇ! હું તને લઇ જાઉં, પણ મારૂં પુછશે? કે આંધેથી ભક્ષ દેખાય અને પાસે આવું છું કે આંધળું થઇ જાઉંછું. તેનું શું કારણ? મગરને બ્રાહ્મણ કહે કે, પુછીશ. એટલે ખુશી થઇને મગરે પીઠપર બેસાડી ત્યાં લઇ જઇ મુકયો. ત્યાં એક લાકડું ઉંધું પડેલું તે પગેવતી ચત્તું કીધું કે તરત તે કાષ્ટમાંથી ધ્વનિ થયો કે, જા, તારૂં દૈવ ચત્તું થયું. બ્રાહ્મણ પુછેછે કે મગર આંઘેથી ભક્ષ દેખેછે પણ પાસે આવે કે આંધળું થઇ જાયછે તેનું શું

કારણ? ઉત્તર મળેછે તે અવાજમાં કહેછે કે, પૂર્વે એ બ્રાહ્મણ હતો તે ચઉદે વિદ્યા ભણેલો સમર્થ પંડિત હતો છતાં કોઇને ભણાવતો નહીં. કોઇને વિદ્યા દાન આપી તેને રોજી કમાતા કરી તેનાં કુટુંબનો નિર્વાહ ચલાવતા કીધા હોય, તો, એને ખાવાનું મળે કેની! તે એણે વિદ્યા કોઇને આપીજ નથી તેથી ખાવાનું પાસે આવતાં અંધ થઈ જાય છે. બ્રાહ્મણે પુછયુંકે પેલું આમ્ર વૃક્ષ દીઠું તેનો શું દોષ છે કે ડીચકે કીડો રહેછે? ઉત્તર મળેછે કે, પૂર્વે એ રાજા હતો. તેણે જેટલી રાજ્ય લક્ષ્મી આવે તેટલી ભોંયરામાં સંગ્રહ કર્યા કીધી છે. કોઇને પરોપકારમાં વાપરતો નહોતો, દેવ, બ્રાહ્મણ, સંત, સાધુ, રંક, અનાથ, એવા કોઇને અન્ન, વસ્ત્ર આપવામાં ઉપયોગ કીધો નથી. અને તેથી તે રાજા મરી જઇ, એ વૃક્ષ થયો છે. તેનું ફળ કોઇ ખાઇ શકતું નથી. ભાઇ, ને બધી લક્ષ્મી એ વૃક્ષ તળેજ છે. ઠીક. નમસ્કાર કરી મગરની ખાંધપર બેઠો અને કહ્યું કે, મને કીનારાપર મુકી દે, પછી ત્યાં હું તને તારૂં કહીશ. મગરે કીનારે મુકયો ત્યાં મગરને કહ્યું કે, તું વિદ્યા ભણેલો ને કોઇને ભણાવી નહીં તેથી તને ભક્ષ સુઝતું નથી. મગર કહે, લો મહારાજ! હું તમનેજ આપુંછું, એમ કહીને મુખમાં પાણી ભરી બ્રાહ્મણના હાથમાં આપ્યું (સંકલ્પરૂપે) એટલે બ્રાહ્મણતો જાણે સરસ્વતિનોજ અવતાર હોય તેવો વિદ્વાન બની રહ્યો. મગરને ભક્ષ દેખાતું થયું તો ખરૂં પણ શું ખાય! ત્યારે બ્રાહ્મણે તેનાથીજ મળેલી વિદ્યાના બળથી પાંચે પકવાન્ન ત્યાં પ્રગટ કરી મોટો ઢગ કરી અચળ કીધો. તેમાંથી મગર ગમે તેટલું રોજ ખાય, પણ ખૂટેજ નહીં. બ્રાહ્મણ ત્યાંથી ચાલી પેલાં ઝાડ તળે આવી તે વૃક્ષને તેનું વૃતાંત કહ્યું. એટલે તે વૃક્ષમાંથી શબ્દ થયો કે, લે ભાઇ. હું તનેજ મારી બધી રાજ્યલક્ષ્મી આપુંછું. એમ કહીને તે આંબો નીચો તે બ્રાહ્મણના હાથમાં નમ્યો. અને બ્રાહ્મણના હાથમાં સ્પર્શ થતાં કડકડાટ અવાજ થઇ તેજ–પ્રકાશનો ઝળકારો તે બ્રાહ્મણના જોતાં જોતાં ગેબ થઇ ગયો. અર્થાત્ તે રાજા ઉત્તમ ગતિ–સ્વર્ગને પામ્યો. નીચે અથાગ રાજ્ય લક્ષ્મી દીઠી. બ્રાહ્મણતો વિચારમાં પડયો કે, અરેરેરે! હજારો મજુર લાવી લઇ જતાં પણ કેટલે વરસે લઇ જવાશે! પાર લાગે તેમ નથી. એટલે લક્ષ્મી બોલી તું પાંચ મોહોર માત્ર લઇ તારાં ગજવામાં નાખ, ને ચાલ્યો જા. હું તારી પાછળ આવીશ. તે રીતે પાંચ સુવર્ણ મુદ્રા લઇ ચાલ્યો. અને ખણખણાટ અવાજ કરતું દ્રવ્ય પણ પાછળ ચાલ્યું. ઘેર ગયો ત્યાં ઘરમાં સઘળું દ્રવ્ય પાછળ આવી ઘરમાં, મોટા વિશાળ વાડામાં, અને ભોંયરાં

મોટાં બની જાય તેમાં સ્થિત થવું. તાત્પર્ય કે, નસીબ ખુલે ત્યારે, એટલે શુભ પ્રારબ્ધ કર્મ જ્યારે પરિપકવ થઇ ભોગ આપવા પ્રવૃત્ત થાય છે ત્યારે ઇષ્ટ ફળ પ્રત્યક્ષ થવાનો સુયોગ, ફલ પ્રદાતા ઇશ્વરની અદૃષ્ટ સત્તા હરકોઇ પ્રકારે, લાવી રજુ કરેછે. એમ સમજી સુજ્ઞ જનોએ ધૈર્યનો ત્યાગ કરવો નહીં. તેમજ, શરીર ક્ષણિક છે, અશ્વત્થ એટલે આવતી કાલે રહેશે એવો નિશ્ચય નથી, તેથી જે વિદ્યા તથા લક્ષ્મી, અન્ન, ધન, વસ્ત્ર, જળ, ફળ, બળ, કળા વગેરે આપણને મળ્યું હોય તેમાંથી અનુકુળતા પ્રમાણે યથા સમય, પાત્ર જોઇને, ઉદારતાને હૃદયમાં સ્થાન આપીને, શ્રદ્ધા પ્રેમથી આપ્યા * જવું, જાતે ઉપભોગ કરી નીતિ, ન્યાય પૂર્વક પ્રસન્ન રહી પરમાર્થ સિદ્ધ કરી લઇ–આત્મજ્ઞાન સંપન્ન થઇ કૃતાર્થ થવું.

दानं भोगोनाशस्तिस्रो गतयो भवंति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते तस्यत्रतिया गतिर्भवति ॥

દાન, ભોગ, અને નાશ, એ ત્રણ ગતિ વિત્તની થાય છે. જે પરોપકાર બુદ્ધિથી દાન કરતો નથી, જાતે સદુપયોગથી ભોગવતો નથી, એટલે એ બેમાંથી એકુ અગર એક પણ નથી કરતો, તેની ત્રીજી ગતિ, એટલે નાશ થાય છે. તે પછી હે સુજ્ઞ જનો! શામાટે નાશ થવા દેવું! શ્રદ્ધા રાખી પ્રેમથી ભુખ્યાને અન્ન આપો, રંક દુર્બળોને વસ્ત્રાદિ આપી ટાઢના દુઃખથી બચાવો, શકિત સંપન્ન હોવ તો પાત્ર જોઈ દ્રવ્યનું યથાશકિત દાન કરો. અને તેમાં અહંકર્તા ન બનો. અનાસકત રહી, કર્તૃત્વાભિમાન રહિત બની, પરમેશ્વર પ્રીત્યર્થે આપો. અને જાતે છતી લક્ષ્મીએ દરિદ્ર નહીં બન્યા રહેતાં તેનો ઉપભોગ સપ્રેમ કરી સુખી થાવ. તો પછી ત્રીજી ગતિનો અભાવ સહજ સિદ્ધ છેજ. ૐ.

૮૦—એક બ્રાહ્મણ અને તેની સુશીલા સ્ત્રી હતાં. તેમને એક પુત્રી હતી. તે નવ વર્ષની થઇ. પુત્રી થઇ ત્યારથી બ્રાહ્મણ પોતાની સ્ત્રી સાથે ભાષણ કરવાનું છોડી બેઠેલો. સ્ત્રી પીરસે તે જમીને ઉઠી જતો. છોકરીને પરણાવવાનો વખત થયો. સ્ત્રીએ જાણ્યું કે સ્વામીતો કંઇ બોલતાજ નથી, તેથી પોતાના

---

* दरिद्रस्य कृतंदानं शून्य लिंगस्य पूजनं ।
अनाथ प्रेत संस्कारं अश्वमेध फलं लभेत् ॥

ગમે તે ગરીબને દયાથી દાન આપવું, જુનાં અપૂજ્ય શિવલિંગનું પૂજન તથા મંદિર સમરાવવું, સુધારવું, તથા ન્યાત જાતના કોઈ પણ મનુષ્ય જેનું કોઈ ન હોય તેવા અનાથ પ્રેતને સંસ્કાર કરી ઠેકાણે પાડવું, એ મહા પુણ્ય છે.

બાપને ત્યાં જઇ કાલાવાલા કરી કહ્યું ત્યારે બાપે રૂ. ૨૦૦) આપ્યા, અને એક સારી જગે વિવાહ કરી વસંત પંચમીનાં લગ્ન ઠરાવ્યાં. હવે અહીં પણ કન્યાકાળ જાયછે એવું વિચારી બાપે પણ પાંચ ગાઉપર એક ગામે જઇ વિવાહ કરી વસંત પંચમીનાજ લગ્ન ઠરાવ્યાં. ઘેર આવી બજારમાંથી સામાન લાવવા માંડયો. સ્ત્રીએ જાણ્યું કે હું વિવાહ કરી આવી ને લગ્ન ઠરાવ્યાં તેની એને ખબર પડી હશે તેથી લાવેછે. અને બ્રાહ્મણ જાણે છેકે, છોકરી મારે પરણાવવાની તેથી હું લાવુંછું. સ્ત્રી બધી વ્યવસ્થા કરતી રહીછે. વસંત પંચમીના લગ્નને દિવસે એક વર આમથી, અને એક વર તેમથી, એમ બે વર આવ્યા. હવે કોણ પરણે?! બન્ને કહે કે ભાઇ માતાની પણ પુત્રી, ને પિતાની પણ પુત્રી, હમે કોને **હા** કે **ના** કહીયે. એમ કરી ઉઠી ગયા. તે સમયે ભગવાન ગરૂડપર બેસીને આકાશ માર્ગે જાયછે ત્યાં ગરૂડ શ્રીહરિને પુછેછે કે, પ્રભો! આ બે વરમાંથી કોણ પરણશે? હરિ કહે, બેહુ પાછા જશે. ને પેલો નાનો છોકરો ઝાડે જવા બેઠો બેઠો ડિંગલે બાંય બોદેછે તે પરણશે. ગરૂડ કહે ઠીક. ગરૂડતો ઝડપથી પ્રભુને વૈકુંઠમાં મુકી આવી પેલા છોકરાને ઉપાડી ચાલ્યા, અને ચારસો ગાઉપર સમુદ્ર વચ્ચે બેટમાં મુકયો. તેને સુવાડીને ગરૂડ શ્રીપતિ પાસે ગયા. રાત્રે ૧૨ વાગે કેમ આવ્યા, એમ પ્રભુએ પુછ્યું. ગરૂડ કહે, રાખો હું હમણાં આવું છું, કહીને છોકરા પાસે જઇ પુછ્યું કે, ભાઈ કંઇ ખાવું છે? છોકરો કહે હા, ભુખ લાગી છે. અહીં બે વર આવ્યા જોઇ માતાએ ગભરાઇને છોકરીને પુરીના ટોપલામાં સંતાડી, ઉપર પુરીઓ ગોઠવી મુકી માંડવામાં મુકયું છે તેજ પુરીનું ડાલું પેલો ગરૂડ, જે કે પેલા છોકરાને માટે ખાવાનું લેવા અત્રે લગ્ન સમારંભ જાણીને આવ્યો છે તે, ઉપાડી ચાલ્યો. પેલા છોકરા કને મુકયું. મીઠું પાણી એક ઘડો ભરી લાવી મુકયું ને કહ્યું કે, તું ખાજે, અને આ પાણી પીજે, હું આવુંછું. એમ કહી ગરૂડ પ્રભુ પાસે સવાર થતાં ગયો. અત્રે છોકરાએ પુરી ખાઇ પાણી પીધું. એટલે પેલી છોકરી તેમાંથી અકળાઇ બહાર નીકળી. એટલે નારદજી દર્ભ, કંકુ, કંકણ, વગેરે લઇને આવ્યા (આકાશ માર્ગે ઉતર્યા). નારદે સંક્ષેપથી યથાવિધી લગ્ન કરાવ્યાં, ને કહ્યું કે, બેસો, હમણાં તમને લેવાને આવશે.

ગરૂડે તો અભિમાનથી હરખ ભેર ભગવાનને પુછ્યું કે, બોલો મહારાજ! કોણ પરણ્યું? ભગવાન કહે, મેં કહ્યું તેજ. ગરૂડ કહે, જુઠી

વાત છે. આજે તો પ્રભુને જુદા પાડું એમ ફાંકામાં (ગર્વથી) ઉડયો અને બેટમાં આવી જુવે છે તો બેઉ જણ પરણીને બેઠેલાં છે, ને વાટ જુવે છે. બહુજ આશ્ચર્ય પામ્યો. એ શી રીતે બન્યું તેની તપાસ કરી ત્યારે અભિમાન ઉતરી ખાત્રી થઈ કે ઇશ્વરી ઇચ્છા મુજબ થવાનું હોય તેમજ થાયછે. બેઉને પીઠપર બેસાડી માંડવામાં લાવ્યો. ત્યાં તો શોધા શોધ-ખોળ થઇ રહી છે. ગરૂડ કહે, અરે ભાઇઓ! તમારૂં ધન્ય ભાગ્ય છે કે જેની પીઠપર ભગવાન બેસે તે ઉપર આ જોડું બેસી વહુવર આવ્યું. અને ભગવાન નારદે લગ્ન કરાવ્યું. એમ કહી મુકીને ચાલ્યા ગયા.

તાત્પર્ય કે,—

**भावितव्यं भवत्येव नारिकेल फलांबुवत् ।**
**गंतव्यमिवगंतव्यं गजभुक्तकपित्थवत् ॥**
**अवश्यं भाविभावानां प्रतिकारो भवेद्यदि ।**
**तदादुःखैर्नलिप्येरन् नलरामयुधिष्ठिरः ॥**

જે રીતે થવાનું હોય તેમજ થાયછે. નાળીયરી ઉપર છેક ટોંચ ભાગે નાળીયર આવેછે. તેનાં વજ્ર જેવાં કાચલાં અને તે ઉપર જાડું મજબુત પડ છતાં અંદર કોપરાંના ગોટીમાં પાણી કેવી રીતે આવેછે. વૃક્ષ નીચે જમીનમાં પાણી નંખાય છે તે આટલે ઉંચે અને વળી આવાં વજ્ર જેવાં આવર્ણો (પડો) ભેદીને શી રીતે ગયું! મતલબ કે આવવાનું હોય તે હરકોઇ રીતે આવેછેજ-થવાનું થાયછેજ. અને હાથી આખું કોઠું ગળી જાયછે તે ગુદાદ્વારા પાછું કાઢે છે ત્યારે કોઠું આખુંજ નિકળે છે પરંતુ તેમાં ગર (ગર્ભ-સત્વ) બીલકુલ હોતો નથી. કોઠાંને એક પણ છિદ્ર નહીં પડેલું છતાં તમામ ગર કેવી રીતે કયાં ઉડી ગયો-ગેબ થયો તે માલમ પડતું નથી, તેમ જવાનું હોય તે એમ જાયછે.

અવશ્ય જે ભાવિ હોયછે-થવાનું હોય તેને પાછું હઠાવી શકાતું હોતે તો સમર્થ સત્યવાદી નળરાજા, ભગવાન રામચંદ્ર, મહારાજ ધર્મ-યુધિષ્ઠર, એવા મહાપુરૂષો વનવાસ વગેરેનાં દુઃખો શા માટે ભોગવતે! તરત પાછાં હઠાવી દેતેજ-દુઃખી થતેજ નહીં. માટે ભાવિ-થવાનું તે થાય છેજ, તો પછી મનુષ્યને ચિંતા હર્ષ શોક થાયછે તે શા માટે કરવો?! એક ભકત કહેછે કે:-જયારે ઇશ્વરનીજ ઇચ્છા પ્રમાણે આ વિશ્વમાં સઘળું થયા કરેછે તો, મ્હારે શામાટે હર્ષ કે શોક ચિંતા કરવાં!! મારા

અમૂલ્ય શ્વાસોને પરમાત્મ ચિંતન પૂર્વક હરિસ્મર્ણમાં વહેવડાવવાના તે ચુકીને શામાટે નકામો ચિંતામાં કાળક્ષેપ કરી આયુષ્ય ગુમાવી તેટલા શ્વાસ હારી જવા?! નહીંજ, મારેતો હરિમય બન્યા રહેવું, એજ કર્તવ્ય છે; કેમકે, થવાનું તેતો થાયછેજ.

૮૧—જેમ, લોટ, ઘી, પેણી, પાણી, અગ્નિ, વગેરેનો યોગ થાયછે ત્યારે પુરી બને છે. તે વખતે લોટ, ઘી, પાણી, વગેરે નામ અને રૂપ જતાં રહેછે, અને એક "પુરી" નામ પડેછે, તેમ પાંચ ભૂતોના વિભાગથી આ દેહ બંધાયો, ત્યારે બીજાં નામ જઇને "દેહ" નામ પડયું. એમ વારંવાર આ દ્રવ્યનું રૂપાંતર થયા કરેછે તે નામરૂપ મિથ્યા છે-માયિક છે, અને આત્મા સત્ય છે.

**अस्तिभाति प्रियं रूपं नाम चैवेति पंचकं ।**
**आद्यत्रयं ब्रह्मरूपं जक्तरूपं ततोद्वयं ॥**

અસ્તિ, ભાતિ, પ્રિય, (સત્, ચિત્, આનંદ) નામ, અને રૂપ, એ પાંચમાંથી આગલાં ત્રણ (સત્, ચિત્, આનંદ) બ્રહ્મરૂપ છે, અને નામ અને રૂપ, એ બે જકતરૂપ છે.

૮૨—એક રાજાને દીલે ગળત કોઢ નિકળ્યો હતો તેથી લોહી, પરું નિકળ્યા કરતું હતું. તેથી ઘણા વૈદ, હકીમોનાં ઔષધ કીધાં પણ સારૂં થયું નહીં. ત્યારે બહુ દુઃખથી અકળાઇ પોતાના સમર્થ ગુરૂને શરણે થઇ પુછ્યું કે, હવે મારે શું કરવું? ગુરૂ કહે, હું કહું તેમ કરે તો કંચન જેવી કાયા થશે. એમ કહી આંખે હાથ ફેરવી કહ્યું કે, જો શું દેખાય છે? જુવે છે તો એક મોટો ડુંગર પ્રકાશમય શ્વેત સુંદર જોયો, અને બીજો એક પર્વત કાળો મેશનો જણાયો. ગુરૂને તે હકીકત કહેતાં ગુરૂ કહે, જે પુણ્યથી તું રાજ્ય ભોગવે છે તે પુણ્યનો પર્વત, તું જે પ્રકાશિત શ્વેત જુવે છે, તે છે. અને કાળો પર્વત તેં જોયો તે તારાં પાપનો ડુંગર છે. એ પાપથી તું આ કોઢથી દુઃખગ્રસ્ત થયો છે. તે જવાનો ઉપાય બતાવું પણ તું તે કરી શકશે નહીં. રાજા બહુ દુઃખી હોવાથી બોલ્યો કે, બતાવો પ્રભો! હું કેમ નહીં કરૂં! ગુરૂ કહે, જો ભાઇ! આ ઉકરડા ઉપરનું છાણુ (વિષ્ટા) ખાઇ જાય તો તરત આરોગ્ય થશે. રાજા કહે, મહારાજ! કોઇ સેંકડો વરસનો એ ઉકરડો છે. એનું ખરાબ છાણુ કેમ ખવાય!! ગુરૂ કહે, ઠીક, બીજો એક ઉપાય છે તે કહુંછું કે, તારો નાનો ભાઇ મરી ગયો તેને હાલ થોડાજ દિવસ થયા છે. તેની સ્ત્રી કોઇ પુરૂષનું દર્શન કરતી નથી, તે ખરી

પવિત્ર પતિવ્રતા છે, તે સવારમાં બારી ઉઘાડે તે પહેલાં સામા ઓટલે જઇ બેસવું. તે રાત્રે ૧૧ વાગે ઘેર આવવું. એમ ફક્ત સાત દિવસ કરવું. રાજા કહે, જરૂર એ હું કરીશ. બીજે દહાડે સવારમાં રાજા તે ઓટલે-ભાભીના બંગલા સામે જઇ બેઠો. રાજમાર્ગ હોવાથી અનેક લોકના ટોળાં ત્યાંથી જાય છે તે પેલા રાજાની નિંદા કરતા જાય છે કે, અરેરે રાજા વહી ગયો-દાનત બગડી, હોં! તે લોક શહેરમાં બીજાને કહે. તે બધા ત્યાં આવી જોઇને તેવીજ નિંદા કરતા ચાલ્યા જાય છે. તે દરેક નિંદકને ભાગે, નિંદાના ન્યૂનાધિક પ્રમાણમાં પેલું છાણ જાય છે; અથવા રાજાનું તેટલું પાપ ચાલ્યું જાય છે, તેમ પેલો કાળો ડુંગર પણ ઓછો થતો જાય છે. બીજે દહાડે ગુરૂએ જોઇ કહ્યું કે, જો, તારા પગથી હું ભાગ સારો-શુદ્ધ બની ગયો છે. એટલું છાણ વ્હેંચાઇ ગયું-એટલું પાપ ખપી ગયું-નિંદકોને ભાગે ચાલ્યું ગયું. એ રીતે સાત દિવસ પુરા થતાં તો આખું શરીર આરોગ્ય થઇ કંચનકાયા બની ગઇ, પણ એક ક્ષત (ફોલ્લો) માત્ર રહ્યો અને તેમાં એક કીટ રહ્યો. તે જોઇ ગુરૂ કહે, ભાઇ, એ મારા ભાગનું છે. મેં ઉપાય બતાવ્યો છે, હું તો તને જાણું છું કે તું શુદ્ધ છે. તેથી એટલું છાણ તો તારે ખાવુંજ પડશે. જો, આ અલ્પમાત્ર વટાણા જેટલુંજ કાળું બિંદુ બાકી છે તે, ત્યારે અભાવને પામશે. રાજાએ તે અલ્પ મગાવી તેમાં ઘી, ખાંડ વગેરે ભેળી મહાકષ્ટે પ્રાશન કરી જતાં તે એક ક્ષત જતું રહ્યું. નિષ્પાપ થયો. તાત્પર્ય કે, સુજ્ઞજનોએ કોઇની નિંદા કરી તેના પાપના ભાગી થવું નહી. મહાત્મા કહેછે કે, હાડ, માંસ, રૂધિરનું આ ભૌતિક શરીર હોવાથી શાસ્ત્રો અને સંતો એ પરિણામી-વિકારી શરીરની નિંદા કરીજ રહ્યાં છે. તેથી નિંદકો જો હમારાં શરીરની (શરીરને જોઇને) નિંદા કરતા હશે તો તેઓ હમારી સહાય કરનારા મદદગાર છે. અને આત્માની નિંદા કરતાં હશે તો તેઓ પોતાનીજ નિંદા કરેછે. કેમકે હમારો આત્માછે તેજ તેમનો છે અથવા તેઓનો આત્મા છે તેજ હમારો છે. આત્મા એકરસ અખંડ એકજ છે.

**आत्मानं यदि निन्दन्ति स्वयं निन्दन्स्त्वमेवहि ।**
**शरीरं यदि निन्दन्ति सहायस्ते जना मम ॥**

વળી, જીવન્મુક્ત મહાપુરૂષોનાં કર્મ તે જ્ઞાનીને સ્પર્શ કરી શકતાં નથી. કેમકે કર્તૃત્વાભિમાન છોડીને આસક્તિરહિત રહી કર્મ કરેછે, તો હવે તે કર્મની શી ગતિ-ક્યાં જાય છે? ત્યાં, ઉપનિષદાદિમાં કહ્યું છે તેમ,

જેટલા તે મહાત્માની નિંદા કરનારા હોય છે તેમના તરફ તે જ્ઞાનીનાં પાપકર્મ આકર્ષાઇ જાય છે, અને સ્તુતિપૂજા-સેવા કરનારાં તરફ પુણ્ય-કર્મ બધાં, તે તે પ્રમાણમાં, તણાઇ જઇ તેને લાભ-શુભ ફળ-સુખશાન્તિ આપેછે.

૮૩—એક શ્રીમાન પાટીદાર કણબી પટેલને સત્તર વરસનો પુત્ર હતો. તેની માતા ગુજરી જવાથી બીજા સગાંઓના આગ્રહથી પટેલે નાતરૂં કીધું. છોકરાની વહુ બે વરસ પછી રાંધશે તેથી નાતરૂં કરવાની ના કહ્યા છતાં લોકોના બહુ કહેવાથી કરવું તો પડયું. પણ છોકરો ૨૪-૨૫ વરસનો થયો ત્યારે સાવકીમા પોતાના પતિને એક દિવસ કહેવા લાગી કે, "જુવોની, આપણને સુખ ક્યારે થાય કે આ છોકરાને મારી નાખો ત્યારે." પટેલ કહે, અરે! મોટા છોકરાને કંઇ મારી નંખાય! સ્ત્રી કહે, એ શું બોલ્યા, હું છઉં તો કાલે છોકરા જણીશ; પણ એ કાંટો કાઢો તો આપણને સુખ તો થાય પટેલ કહે, ખરી વાત છે. કાલે એને નબળા બળદ આપી હળ ખેડવા મોકલીશ, ને પાછળથી હું મજબુત બળદનું હળ લઇ જઇશ, ને ઉતાવળથી એના ઉપર ચાલ્યો જઇશ, એટલે એ ચગદાઇ જશે. એમ વિચાર કરી સવારે છોકરાને કહ્યું, ભાઇ આપણા ખેતરમાં હળ ખેડવા જા. હું પાછળ આવું છું. છોકરો આજ્ઞા પ્રમાણે ગયો. તેણે થોડું ખેડયું એટલે બાપ આવ્યો. તેણે પણ પછવાડી હળ જોડયું. છોકરો પોતાના હળથી ખેતરમાં એકબે આંટા ફરેલો તેમાં વચમાં જુવારનો એક મોટો છોડ ઉગી નીકળેલો તેને કસણું આવી તેમાં જુવાર પણ આવેલી તે જોઇ છોકરાએ કહ્યું, બાપા! આ છોડ મોટો થઇ ઉછરી આવેલો છે તે જોજો. બીજા તો હજી બી વાવીશું ત્યાર પછી ઉગશે ત્યારે. અને આ તો જેઠી (જયેષ્ટ) છોડ છે માટે એને જાળવજો. આ વાક્ય સાંભળતાંજ બાપને ભાન આવ્યું કે, આ છોકરો પણ એવોજ જેઠી-ઉછરી આવેલો તેને કેમ મરાય. અરેરે! રાંડની માયામાં હું કેવડી ભારે ભુલ કરી દેત. વળી એ છોકરાએ કેટલું બધું ખેડી તૈયાર કીધું છે! તે મોટો હતો ત્યારેને! તરત પુત્રને કહે, ભાઇ હળ છોડી નાખ, ઘેર ચાલ. આશ્ચર્ય સાથે પુછતાં છોકરાને હકીકત કહી તે સાંભળીને પુત્ર બોલ્યો કે, એમાં શું! હે તાત! આ દેહ તમારાથીજ ઉત્પન્ન થયો છે, તેને તમે નાશ કરતે તો તેમાં શું થઇ જતે! બેહુ ઘેર આવ્યા. ન્યાતના ૫-૭ જણને બોલાવી વાત સમજાવી. રાંડને માર મારી પીહેર કાઢી મુકી. પુત્રની વહુથી આશ્રમ નિર્વિઘ્ને ચાલ્યો અને સુખી થયાં.

તાત્પર્ય કે,-જેને રામ રાખેછે તેને કોઇ મારી શકતું નથી. તેમજ પુત્રે પિતાની આજ્ઞાનું પાલન કરી પોતાનું સુપુત્રત્વ કેવી રીતે વિવેકથી દર્શાવ્યું છે તે સૂચવેછે.

વળી મુખ્ય શિક્ષણ તો એ ગ્રાહ્ય છે કે, કોઇ સારાં પવિત્ર અને ભગવદ્‌ભક્તિસંપન્ન વિદ્વાન પિતા-માતાથી પુત્રને બાળપણથી ભગવત્પ્રેમ-ભક્તિ અને સત્યપ્રિય તથા હિતકર વાણી વદવાના, વર્ણાશ્રમના ધર્મ પાળવાના, સુખદુઃખના પ્રસંગોમાં શાન્ત પ્રસન્ન સુદૃઢ રહી સ્વકર્તવ્યથી ચ્યુત નહિં થવા વગેરેના સંસ્કાર પડેછે. તેમાંથી બધા, થોડા અથવા એક પણ શુભ સંસ્કાર ઉછરીને (પળાતો રહીને) પુષ્ટ થઈ જાય છે. યુવાવસ્થામાં જ્યારે સ્ત્રીસંબંધથી, દુર્જનોની કુસંગતિને લીધે, ભગવત્સ્મરણ કરવાથી આપણે બેઆબરૂ (ભક્તમાં ગણાઇ જવાથી) થઇ પડીશું એવા મિથ્યાભિમાનયુક્ત ભ્રાન્તચિત્તથી, યાવનિક ભાષા શીખી તેના રાજસ, તામસ ભાવથી, અથવા ટૂંકામાં કહિયે તો અજ્ઞાન-અવિદ્યાવૃત્તિથી પ્રેરાઇને (દુષ્ટ સ્ત્રીની શિખામણ માનીને) દુર્બુદ્ધિવશ થઇ જઇએ છીએ ત્યારે પેલા ઉછરી આવેલા જ્યેષ્ટશ્રેષ્ટ સંસ્કારને કાપી કાઢવા-ઉડાવી દેવા તૈયાર થઇ જઇએ છીએ. તે મહાભયાનક અનિષ્ટ પરિણામનું કારણ છે, તે મનનાં ઉંડાણમાં સમજતાં છતાં, તેની ઉપેક્ષા કરી તેના ભોગ થઈ પડીએ છીએ. પણ તે પૂર્વના નિર્મળ સંસ્કારબળથી-તેના પુણ્યપ્રભાવે પરમ કરૂણાનિધિ પ્રભુ, કોઇ સંત, મહાત્મા, સદ્‌ગુરૂ, અગર ઉપદેશકરૂપે આપણું હિત સમજાવી રોકે છે, અથવા તો અંતર્યામિ પ્રભુ તે કૃત્યથી અટકવાનાં કારણરૂપ કોઇ સુયોગ લાવી ખડો કરી હૃદયમાંથી આવરણ ખસેડી ભાન આણી જ્ઞાન પ્રકટાવે છે ત્યારે આપણે સચેત (જાગ્રત) બની જઈ તે કુમાર્ગે જતા અટકી, તેનો તિરસ્કાર કરી, દુર્બુદ્ધિરૂપ કુવિચારને હાંકી કાઢી, આપણા શુભ સંસ્કારનો પ્રવાહ અસ્ખલિત જારી કરી, નિર્ભયતાપૂર્વક સુખશાન્તિનો અનુભવ કરી સુખી થઇએ છીએ. ૐ

૮૪—એક વિદ્વાન બ્રાહ્મણ ત્રિકાળદર્શિ, ઘણો શાન્ત, અને વિવેકી હતો. તેણે લગ્ન કર્યું અને ઘેર આવ્યા ત્યારે સ્ત્રીએ એકાંતમાં પતિને કહ્યું કે, મારાથી એવી પ્રતિજ્ઞા કરાઇ છે કે, લગ્ન કરનાર પતિને ઘેર ગયા પછી રોજ અમુક (૫-૧૦ કે ૨૦) સંખ્યાના નિયમથી ખાસડાં મારવાં. જો પતિ તે વાત કબુલ ન રાખે તો બેમાંથી એકના પ્રાણ

જાય, એ પરિણામ લાવવું. બ્રાહ્મણ તે સાંભળી ગંભીર મુખે બેસી અંતરમાં ઉતરી પૂર્વજન્મની હકીકત જાણી લઇ, બોલ્યો કે રોજ પાંચનો નિયમ રાખ, તે ઘણાં પણ નથી, ને થોડાં પણ નથી. સ્ત્રીએ કબુલ રાખ્યું અને કામ શરૂ કીધું. પણ બીજે દિવસથી બ્રાહ્મણના કહ્યા પ્રમાણે સ્નાન કીધાં પહેલાંજ મારવા લાગી. નાહ્યા પછી અડકવા આવે તો સંધ્યામાં અસ્પર્શ રહી શકાય નહીં તેથી રોજ તે નિયમ-ધોરણે ચાલ્યા કરેછે. એક શેહેરનો રાજા હતો તેનું, સવા પ્રહર દહાડો ચડતાં સુધી, રોજ માથું દુખ્યા કરે. અનેક વૈદ વગેરે ઉપાય કરી થાકયા. રાજાએ આ ત્રિકાલજ્ઞ બ્રાહ્મણની કીર્તિ સાંભળી તરત પાલખી લઇ સીપાઇ વજીર વગેરેને તેડવા મોકલ્યા. બારણે આવી બુમ પાડી, તો જુનું નાનું પંચીઉં પેહેરેલો તે બહાર આવ્યો. ભભકો-આડંબર કંઇજ નહીં જોઇને સીપાઇઓ કહે કે, આ શું ઉકાળશે! પણ રાજાનો હુકમ છે તેથી બ્રાહ્મણને કહી સંભળાવ્યો. બ્રાહ્મણ સ્નાન સંધ્યા કરી લઇ જમીને સ્ત્રીને કહીને પાલખીમાં બેસી ચાલ્યો. થોડેક ગયા એટલે સ્ત્રી એકદમ ચમકી ઉઠી બોલી કે, એતો કેથા દસ બાર દહાડે વખતે આવશે. તો મારાં ખાસડાંનું કેમ થશે! એમ કરી ખાસડું લઇને દોડી. બુમ સાંભળી પાલખી ઉભી રહી. સીપાઇ બાઇ લોકે જાણ્યું કે, મહારાજનું ખાસડું રહી ગયું હશે તે આપવા દોડે છે. પેલી પાસે આવી બોલી કે, તમે ૧૦-૧૨ દહાડે આવશો, માટે દસ દિવસનાં (ખાસડાં) ખાઇ લો. બ્રાહ્મણ નીચે ઉતર્યો, પાઘડી ઉતારી માથું ધર્યું. ૧૦ દિવસના ૫૦ ખાસડાં મારીને સ્ત્રી તો ગઇ. બ્રાહ્મણ પાછો પાલખીમાં બેઠા. પણ સીપાઇઓ ભારે આશ્ચર્યચકિત થયા, કે આ સ્ત્રીનાં ખાસડાં ખાયછે, એ કેવો જુલમ! એ શું ગરબડ છે! પણ પુછાયું નહીં. રાજા સમીપ ગયા. બહુ આદરમાનથી સુંદર મેહેલમાં રાખ્યા. એક બે દિવસ જવા દઇ રાણી સાહેબે તેડાવી બ્રાહ્મણને નમ્રતાથી રાજાનાં દુઃખનું કારણ અને તેના નાશ કરવાના ઉપાય વિષે પુછ્યું. રાજાને બોલાવ્યા. બ્રાહ્મણે ધ્યાન કરી તપાસી જોઇ કહ્યું કે, હે રાજન્! પૂર્વે તમે રાજા હતા ત્યાં મહા પુણ્યાત્મા હોવાથી તે પુણ્ય પ્રભાવે પાછું રાજ્ય મળ્યું છે. પણ તમારાં શરીરની ખોપરી બરાબર બળી નહીં હતી, ને કાચી રહેલી તે ઉપર એક ટેકરી બાઝી ગઇછે. તે ખોપરીમાં સવારે સવા પોહોર સુધી જીવડાંઓ ફોલી ખાયા કરેછે. તે ખોપરી કઢાવી જીવોને મરાવી ખોપરી પૂરી બળાવી નાંખો, તો તરત દુખતું બંધ થશે. રાજાએ તરત હુકમ કાઢી મનુષ્ય મોકલ્યાં.

ગામ ઠામ જગા નિશાની પત્તા બતાવ્યો તે રીતે ચીઠ્ઠી લખીને આપી, તે પ્રમાણે જઇ તે જગે ખોદતાં ખોપરી નિકળી. તેજ વખતે અહિં રાજાને તે બ્રાહ્મણે કહ્યું કે, રાજા! તમારી ખોપરી મળી. જંતુઓનો નાશ કીધો, તે પણ અહિં કહ્યું. પછી ખોપરી બાળી તે પણ કહ્યું. રાજાનું દુઃખ ગયું. સીપાઇઓ આવી પ્હોંચ્યા તેણે હુકમ પ્રમાણે કીધા વિષે નિવેદન કીધું. કોઇથી ન થઇ શકયું તે આ પંડિતે કીધું, તેથી તેને અનેક શિરપાવ આપ્યા. રાણીએ ઉંટ ઘોડા ભરી ભરીને અન્ન, વસ્ત્ર, દ્રવ્ય, અલંકાર વગેરે બ્રાહ્મણને ઘેર મોકલ્યું. તે જોઇને બ્રાહ્મણની સ્ત્રી ખુબ ચીઢવાઈ ઉઠી કે, આ બધાને શું રડું! મારા ખાસડાંના દહાડા ચઢી ગયા. દ્રવ્ય, અન્ન, વસ્ત્ર ચાલ્યાં આવેછે તે જોઇ વધારે વધારે બળતી બડબડતી ધાણી ફુટવા લાગી. બારણામાં તો ઢગલા વળ્યા છે, પણ તે તો પુરી ખાતી નથી. ખાસડાંમાં ધ્યાન લાગ્યું છે.

અહીં સીપાઇએ રાણી સાહેબને તે બ્રાહ્મણના માથામાં સ્ત્રીએ મારેલાં ખાસડાં વિષે હકીકત કહી, કે આવા જ્ઞાની વિદ્વાન છતાં સ્ત્રીનાં ખાસડાં ખાયછે, એ શું! રાણી કહે, ખબરદાર! અહિં બોલ્યો તે બોલ્યો. કેથે પણ બોલશે તો કેદમાં નાંખીશ. એક દિવસ રાજા, રાણી, બ્રાહ્મણ ખુશમાં બેઠાં છે, ત્યાં રાણીએ પ્રથમ ક્ષમા માગી આજ્ઞા મળી ત્યારે બ્રાહ્મણને પુછયું કે, રોજ તમે સ્ત્રીના હાથનાં પાંચ ખાસડાં ખાવ છો, એ શું ભેદ છે? બ્રાહ્મણ હસ્યો અને કહેછે કે, એમાં શું? જુવો, સાહેબ! હું પૂર્વે કાગડો હતો અને એ સ્ત્રી છે તે ભેંસ હતી. એ પડેલી હતી ત્યાં મેં એનું શરીર ટુંપી ટુંપીને માંસ ખાધેલું છે. તે સવા-પાંચ શેર ખાધેલું, તેથી એના ઋણમાં છું. માટે પાંચ ખાસડાં મારે ત્યારે એક લોહીનું ટીપું જાય. એ રીતે એનું ઋણ આપુંછું. રાણી કહે, ઠીક, પણ હવે બાકી કેટલું છે? બ્રાહ્મણ કહે, હવે સવાપાશેર રહ્યું છે. પછી એ નહિં મારશે-બુદ્ધિ તરત બદલાઇ જશે. પછી બ્રાહ્મણને વિદાય કરવાનો દિવસ ઠરાવતાં રાણીએ કહ્યું કે, મહારાજ! તમે આવા ત્રિકાળજ્ઞાનિ બ્રાહ્મણ છો-પૂજ્ય છો, તો હમને જરાતરા રૂધીર તમારૂં આપતા જવાની કૃપા કરશો? બ્રાહ્મણ કહે, હાજી. લેજો. રાણીએ ડાકટર તેડાવ્યો, ને કહ્યું કે, જોજો ડાકટર! સવાપાસેરજ લોહી કાઢજો. વધારે કાઢશો તો નોકરી ખોઇ બેઆબરૂ થશો. એક વાસણમાં આંકો કરી બરાબર સવાપાશેર કાઢી આપ્યું ને તરત બંધ કરી દીધું. રાણીએ તેમાં એક શેર ચોખા નાખી દીધા, ને ખુબ પાયા. બધું લોહી પાઇ

દીધું. લાલચોળ બનેલા તે ચોખાની એક પોટલી બાંધીને સીપાઇને હાથમાં આપી કહ્યું કે, આ પોટલી ગોરાણીનાજ હાથમાં આપજે. બીજાં ઉંટ વગેરે ભરી મોકલ્યાં તેની સાથે તે ગયો. ને બ્રાહ્મણીના હાથમાં આપી. તેણે જોયું કે આવા ચોખા કોઈ જગે પાકતા નથી, તેથી એકલીએજ બે દિવસ રાંધીને ખાધા. એટલે હૃદય તરત બદલાઇ જઇ જ્ઞાન થયું કે, અરરર! હું આ શું કરૂંછું! સ્વામિ તો મારા પ્રાણનાથ—મારા ઇશ્વર—પૂજ્ય પ્રભુ છે તેને, અરે તે નાથને ખાસડાં મારનારી હું દુષ્ટ પાપણી છું, મારી શી ગતિ થશે! પ્રભુ! ક્ષમા કર. એમ પસ્તાવો કરતી ઝુર્યા કરેછે. ચોથે દહાડે બ્રાહ્મણને વિદાય કીધા. ત્યારે સ્વારી સાથે હાથીપર સ્વામિને આવતા જોઇ, પગે પડતી, પગે લાગતી રસ્તામાં સામી આવેછે તેને દૂરથી જોઇ બ્રાહ્મણે વિચાર્યું કે, આ તો આશ્ચર્ય. અંતરમાં ધ્યાનથી જોયું અને જાણ્યું કે, રાણીએ ઉપાય કીધો. ઋણ મુકાયું ત્યારે જ્ઞાન થયું. પછી તો સ્ત્રી ખરાં મનથી ઇશ્વરતુલ્ય જાણી પતિની સેવાપરાયણ રહી તેને પ્રસન્ન રાખવા લાગી. અને પતિવ્રતાના ધર્મથી વર્તી ઉત્તમ ગતિને પ્રાપ્ત થઇ.

તાત્પર્ય કે, જેનું જેટલું માગણું હશે તેટલું તે લેશે અને આપવાનું હશે તે આપશેજ. તેમાં હર્ષશોકને હૃદયમાં સ્થાન આપવાનું વિવેકી સુજ્ઞજનો ઉચિત સમજતા નથી. તેમજ, કર્તૃત્વાભિમાનનો ભાર માથે લઇ બોજાના ભારથી દુઃખી થતા નથી. દ્રશ્યમાત્રને સ્વપ્નવત્ મિથ્યા જાણી, હર્ષશોકરહિત હુવા, સાક્ષી દ્રષ્ટાપદે સ્થિત રહી, યથાપ્રાપ્ત સંતુષ્ટ તે, આયુષ્યનો કાળક્ષેપ, શ્રીહરિપદે નિમગ્ન થઇ, કરેછે, એવા તે મહાપુરૂષને અત્યંત ધન્યવાદ ઘટે છે.

૮૫—એક શેઠ હતા, તે જુના વિચારના એટલે સરળ સ્વભાવના હતા. તે ચાળીસહજારની મીલકતવાળા શ્રીમાન હતા. તેને ત્યાં એક બતકો હમેશ હજામત કરવાને આવે. તેણે એક દિવસ પ્રસંગ જોઇ શેઠને પુછયું કે, શેઠ! ધર્મે જય કે પાપે જય? શેઠ કહે, ધર્મો જય. બતકો કહે, કોઇને પુછીએ, અને તમે જુઠા પડો તો તમારી કંઠી આપશો? શેઠ કહે, હા. આગળ ચાલીને એક મોદીને બતકાએ પુછયું કે, ભાઇ આજના વખતમાં ધર્મોજય કે પાપી સુખી થાય? તે મોદી કહે આજ તો ઉલટુંજ છે. પાપે જય દીઠામાં આવે છે. બતકો કહે, લાવો શેઠ કંઠી. શેઠ બીચારા સરળ રસ્તાના હોવાથી કંઠી કાઢી આપી. બતકો કહે, બીજી જગાએ

પુછીએ, ને જુઠા પડો તો કંદોરો કાઢી આપશો? હા કહી. એટલે એક વાણીઆને પુછ્યું કે, આજના વખતમાં ધર્મો જય કે પાપે જય? તે કહે, આજના વખતમાં તો લુચ્ચાઇ—દગા કરનાર પાપથી મઝા કરેછે—જય કરેછે. બતકાએ તો કંદોરો પણ પડાવી લીધો. વળી એજ રીતે ત્રીજાને પુછી કડાં પણ છીનવી લીધી. એમ લુગડાં પણ ઉતરાવી લઇ બતકો કહે હવે જુઠા પડો તો તમારી આંખ આપશો? હા કહી. સાત આઠ ગાઉ દૂર જઇ પુછ્યું ત્યાં પણ આવાજ છળ પ્રપંચથી પુછતાં એજ ઉત્તર મળવાથી શેઠને કહે, ચાલો જંગલમાં અને આંખ આપો. શેઠ છેક ભલા હોવાથી ચાલ્યા. બતકો સમજેછે કે, દેખતો રહેશે તો કાલે બધું પાછું પડાવી લેશે, તેથી આંધળો થવા દેવો. અરણ્યમાં લાવી બે ઝાડ આગળ સુવાડી આંખો કાઢી લીધી, ને ચાલ્યો. શેઠને કળતર થાયછે પણ શું કરે. રાત્રે બે ઝાડને વાચા થઇ પરસ્પર બોલવા લાગ્યાં કે, અલ્યાંવૃક્ષ! મારો ગુણ તું જાણેછે? મારી છાલ ઘસીને ચોપડે તો ગયલી આંખ પાછી આવે. ત્યારે બીજું ઝાડ બોલ્યું કે, મારી છાલ ઘસીને પાણીની અંજળી છાંટે તો મરી ગયલો જીવતો થાય. શેઠે સાંભળ્યું. પ્રથમ ધ્વનિ થયલો તે ઝાડની છાલ નખેથી ઉખેડી હથેલીપર ઘસી આંખે ચોપડતાં દેખતો થઇ બેઠો—હતી તેવીજ આંખ આવી. ઉઠીને બેહુ ઝાડની છાલ કાઢી પોટલી બાંધી, અને બેહુ ઝાડને ઓળખી લીધાં. વિચાર્યું કે ગામ હજી ૧૦—૨૦ ગાઉ દૂર છે, માટે મારે સાસરે જાઉં. સાસરે આવી સાસુ સસરા સ્ત્રીને કહ્યું કે, રસ્તે હું તો લુટાઇ ગયો તેથી ધોત્યાં સાથે આવ્યોછું. ત્યાં ખૂબ પ્રેમથી વસ્ત્રો આપી જમાડયા, સવારે દુધ ચાહા પોતાની સ્ત્રી કરી આપી જાય, રસોઇ કરી જમાડે, એમ ક્રમ ચાલ્યો. બતકો પણ ત્યાં હજામત કરવા આવતો તેણે શેઠને જોતાં પેટમાં ધ્રાસ્કો પડયો, કે આ આંધળાને આંખ કયાંથી આવી અને અહીં શી રીતે આવ્યો! હવે આપણે મરવાના. તેથી બતકાએ તે શેઠની સ્ત્રીને બોલાવી કહ્યું કે, તારો વર તો ઘેડી સાથે લાગેલો તેથી ન્યાતના લોકે એને લુટી લીધો ત્યારે અહીં આવ્યો છે. સ્ત્રીએ ગભરાઇ તેની માને કહ્યું, તેણે પોતાના પતિ (શેઠના સસરા)ને કહ્યું. એ ગરબડમાં નવ વાગી ગયા. નિયમ પ્રમાણે ચાહા દુધ નહીં આવ્યાથી શેઠ નીચે ઉતરી આવી જુવેછે તો મા દીકરી દીલગીર બની બેઠાંછે. તેને પુછ્યું કેમ આજ દુધબુધ લાવી નહીં, શું ગમગીનીમાં છો? તે બોલી, ના, કંઇ નથી, લાવુંછું. દસ વાગી ગયા પણ ચાહા કેવી, ને દુધ કેવું. પુનઃ ઉતરી જોયું તો બેહુ શોકમાં. પુછ્યું કે આજ રસોઇ પણ નથી કરવી—એ છે શું!? જવાબ

દીધો કે, કરીએ છીએ. પાછો માળપર ગયો. સસરો કહે, આપણે સઉ ઘેડાં થયાં, પણ બોલવું નહીં. શેઠે સ્ત્રીને ખાનગી તેડી કારણ પુછતાં બોલી કે તમે ઘેડી સાથે લાગી બધાંને ઘેડાં બનાવ્યાં. એ વાત બતકો કહી ગયો. શેઠ કહે, હા, ખરી વાત છે. ઉઠયો, અને સાસુ સસરો વહુને એક ઓરડીમાં ઘાલી સાંકળ દઇ કહ્યું કે, હવે બતકાને તેડાવુંછું તે કહે તે સાંભળજો. ચાકરને તેડવા મોકલ્યો કે શેઠ બોલાવેછે. બતકો હરખાયો કે, હાં પેલો ગોળો ઘાલી આવ્યો છું તેજ પુછવા બોલાવતા હશે. આપણે પાકું કરી આપશું કે એ ઘેડા છે. આવ્યો ત્યાં તો પેલા શેઠને જોતાં ભયભીત થયો. શેઠ કહે. અરે કોઇ છે કે, લાવ પેલી તરવાર, ને આ બતકાનું માથું કાપ. એટલે બતકો બોલ્યો. શેઠ માફ કરો. મેં તમારૂં સઉ લુટી લઇ આંખ પણ લઇ લીધી, ને અહીં આવીને જુઠું કહ્યું કે, ઘેડી સાથે લાગુ છે. મેં બહુ તમારો અપરાધ કીધોછે. તરત પેલી સાંકળ ઉઘાડી સસરાએતો બહુ ક્રોધથી બતકાને બોચીમાંથી પકડી મારવા માંડયો, ને કહ્યું કે હરામખોર, આવાં ખોટાં લાકડાં ઘાલી જમાઇને દુઃખી કીધા. તારા જેવા પાપીને જીવતો મુકાય કેમ! મારી નાખવા જતાં જમાઇ શેઠે હાથ પકડયો, કે જવા દો. એને બાંધી મુકો. એ દરમ્યાન બારણે હાહાકાર થઇ રહેલો કે રાજાનો એકનોએક કુંવર જુવાન ૨૦ વરસનો મરી ગયો. એ સાંભળી તરત શેઠ દોડયા. અને રાજાની પાસે જોરસેથી ચાલ્યા જઇ કહ્યું કે, ગભરાવ નહીં, હું જીવતો કરૂંછું. એટલું સાંભળતાં પછી રાજાજી તરફથી તેને માન મળવામાં શું કહેવાનું! તત્કાળ પેલી છાલ ઘસીને અંજલી છાંટતાં કુંવર બેઠો થયો. રાજાએ બધું રાજ આપી ગાદીએ બેસાડયો. રાજા કહે, પુત્રથી મારે બીજું શું વધારે છે?! આ બધું તમારૂં છે. હમે તમારા સેવકો છીએ. શેઠ કહે, હાજી, રાજ મારૂં ખરૂં, પણ હું તમને સોંપું છું. હું કહું તેમ તમારે કરવું. રાજાએ વચન માથે ચડાવ્યું. શેઠ પાછા સાસરે આવ્યા. ખબર તો શેહેરમાં ફેલાઇ ગઇજ હતી કે શેઠ (જમાઇ) ને રાજ મળ્યું. તેથી દ્વેષથી-રોષથી ભરેલા સસરાએ રાજાને જઇ બતકાનો પ્રપંચ કહી દીધો. તરત ફાંસીનો હુકમ થયો. દાંડી પીટાઇ કે બતકાને ફાંસી દેવાય છે. તે પેલા શેઠને કાને પડી કે તરત રાજા કને દોડયો, ને કહે મારી આજ્ઞા માનોછે કેની? રાજા કહે, તમારાજ ગુલામ છીએને. શેઠ કહે, ઠીક, તો બતકાને ફાંસી નહીં દેવાય. બતકાને બોલાવ્યો. ધ્રુજતો કાંપતો આવી ઉભોછે. જે મનુષ્ય ગુણી છે તે અવગુણ તરફ જોતો નથી, પણ બીજાના અવગુણને દાબી દઇ તેના ગુણને-તે અવ-

ગુણનેજ ગુણરૂપે સિદ્ધ કરી બતાવે છે, તે રીતે આ શેઠ કહેછે કે, અરે રાજા! એણે મને એટલું દુઃખ દીધું નહીં હતે તો તારો છોકરો જીવતે ક્યાંથી? એણે આંખ લીધી, હું રાત્રે ત્યાં પડી રહ્યો, ઝાડની વાણી સાંભળી, ત્યારે આ વખત આવ્યો. માટે એ તો મારો ગુરૂ છે. એના જેટલો ઉપકાર કોઇએ કીધો નથી. એ રીતે બતકો બચ્યો, તેથી તે બતકાને મહા હર્ષ થયો, અને ન્હાસવા જાય છે તેવો શેઠે હાથ પકડી પુછ્યું કે, બતકાજી બોલો, ધર્મો જય કે પાપે જય. બતકો લાંબો થઇ પગે પડી બોલ્યો કે, પ્રભુ! ધર્મો જય. અને પાપથી તો ક્ષયજ થાય, પણ આપના જેવા દયાળુ હતા તોજ હું જીવ્યો. માટે મને ક્ષમા કરો.

તાત્પર્ય કે—આસુરી સ્વભાવ–પ્રકૃતિને વશ થઇ કોઇ ગાળ દેછે તો તેને પ્રત્યુત્તરમાં પાછી ગાળ દેવાય છે અથવા તામસ પ્રધાન પ્રકૃતિ વશ હુવો તે પ્રહાર પણ કરેછે, તેથી વૃદ્ધિ થતાં ભડકું લાગી જઇ કલેશની હોળી ઝળકે છે. એ પ્રકારનાં મનુષ્યોથી ઉંચી કોટીનાં હોય છે તે, સામી ગાળ નહીં દેતાં તે કાળે સહન કરી રહેછે, અને મનમાં દ્વેષ રાખી તેનું અનિષ્ટ ચિંતવતા રહી તક જોતા રહેછે ખરા, પણ દયાળુ સ્વભાવ હોય છે તો, વખત આવે ત્યારે તેને માત્ર ગ્લાનિ ઉપજાવે તેવા શબ્દ કહી હાડે જતા નથી–એટલે તેને હાની કરતા નથી. એનાથી ઉંચી કોટીના મનુષ્ય, તેનો તિરસ્કાર સહન કરી રહેછે અને મનમાં તે વિષે કંઇ દ્વેષ રાખતાં નથી, પણ તેવાનો સંસર્ગ ફરી કરતાં નથી. એનાથી ઉંચી કોટીના હોય છે તે, એવા અપકાર કરનારા ઉપર પણ રાગદ્વેષ નહીં રાખતાં–તેણે આપેલાં દુઃખ સહન કરી લેછે અને તે અપકાર કરનાર ફસાઇ પડેછે–દુઃખની જાળમાં સપડાઇ જાય છે તો તેના ઉપર તે (અપકારના બદલામાં) ઉપકાર કરી તેને બચાવી સુખ આપેછે.

સર્વજ્ઞ ઇશ્વર વિશ્વ વ્યવસ્થાપક સમર્થ સત્તાથી ધર્મ ચાલનાર, કોઇ કર્મના ભોગ ભોગવવાને આવી પડેછે તો, પ્રથમ દુઃખી થતો જણાય છે ખરો, પણ તે સ્વધર્મનિષ્ઠા, દયા, ક્ષમા, વગેરે દૈવીસંપત્તિને હૃદયમંદિરમાંથી બહાર કાઢી નથી નાખતો તો, અંતમાં–છેવટે વિજય પામેજ છે. **सत्यमेवजयते नानृतं**. સત્યથી–ધર્મથીજ જય થાય છે, અસત્યથી–અધર્મથી નહિં.

સુજ્ઞનું એ લક્ષણ છે કે, કોઇનો પણ સમાગમ કરી તેમાં જે સદ્ગુણ દેખાય, તેનાજ ઉપર લક્ષ આપી તે ગ્રાહ્ય ગણેછે. તેના દુર્ગુણ

તરફ અલક્ષ કરેછે. માછલાં ઉપર લક્ષ રાખી દંભી–બગવત્ મૌન્ય રહેનાર દુર્જન જેવા તે નથી હોતા, પણ અનેક પદાર્થના સમુહો પડેલા હોવા છતાં હંસપક્ષી મોતી ઉપરજ ચાંચ મારી તેનેજ ઝડપી લેછે, બીજું ઘણુંએ પડયું જોતાં છતાં પોતાને તે કંઇ જરૂરનું નથી એમ જાણી અલક્ષ કરેછે-ઉપેક્ષા કરેછે, તેમ હંસ જેવા તે સુજ્ઞસજ્જનો સદ્દગુણનેજ જુવેછે. અરે! પ્રત્યક્ષ સ્વરૂપે દુર્ગુણ–અપકાર હોય તે છતાં બુદ્ધિ સત્વથી તેનું સદ્દગુણમાંજ રૂપાંતર માની ઉપકારરૂપે જાણેછે. એવા મહાત્માને અત્યંત ધન્યવાદ છે, અને વિશ્વવંદ્ય તો તેવાનેજ કહી શકાય છે. ૐ

૮૬—એક મહાત્મા–ગુરૂ હતા તે એવા સિદ્ધયોગિ હતા કે, તે જ્યાં બેસે ત્યાં લક્ષ્મી, ઉઠે, જ્યાં જાય આવે ત્યાં લક્ષ્મીનાજ ઢગ વળે. શિષ્યે બુદ્ધિ બગડવાથી એવો વિચાર કીધો કે, આ બધી લક્ષ્મિ આપણે દાટી દેવી, અને ગુરૂને મારી નાખવા. શિષ્યે ગુરૂને કહ્યું કે, મહારાજ! કાશી ચાલો, ને એ બધી લક્ષ્મી અહિં દાટો. ગુરૂ કહે, હા. પછી તે શિષ્ય પાસે બધી લક્ષ્મી દટાવી બેહુ કાશી જવા નિકળ્યા. રસ્તામાં શિષ્યે ઢોંગ કીધો–કે, કાંટો ભાંગ્યો. ગુરૂ બીજો કાંટો લઇ કાઢવા લાગ્યા, પણ કાંટો ભાંગ્યો હોય તો નિકળે કેની! પછી તરસ લાગી એવું કહ્યું, ત્યારે ગુરૂ પાણી લેવા ગયા. પાછળ તે શિષ્ય ગયો. કુવા ઉપર ચઢતાંજ હડસેલો માર્યો તેથી કુવામાં પડયા, પણ પીપળાનું મુળીઉં હાથમાં પકડાઇ ગયું તેથી તે પકડી રહ્યા. તે જોઇ ચપ્પુ કાઢી આંગળાં કાપી મુકયાં, એટલે કુવામાં પડયા; પણ કેડપુર પાણી હતાં તેથી ઉભા રહ્યા. થોડીવારે એક લાખી વણઝારો ત્યાં મુકામ નાખી પાણી ભરવા આવ્યો. ત્યારે કુવામાંથી બોલ્યા કે, ભાઇ, ધીમે રહીને પાણી કાઢજે. વણઝારે મનુષ્ય જાણી દયા-દૃષ્ટિથી તેને દોરડાં મુકી બહાર કાઢયા. તે વણઝારાને નવલાખની ખોટ આવેલી, ને ૧૯ લાખનું દેવું થયલું. સાધુને બહાર કાઢી પાણી ભરી ચાલ્યો. તેજ દહાડે એક વેપારીએ ત્રણગણું મૂલ્ય આપી માલ ખરીદી લીધો. આ સાધુનું પગલું સારૂં છે, એમ જાણી સાધુને તો ખૂબ માન-આદર–પ્રેમથી રાખ્યા. નવ દિવસમાં તો નવ લાખની ખોટ પુરાઇ ગઇ તથા દેવું પત્યું. એક માસ થતાં તો પંદર લાખનો ધણી થયો. વણઝારો કહે, હું મરૂં ત્યારે છુટા પડો, અગર તમે મરો ત્યારેજ હું છુટો પડું; ત્યાંસુધી તમને છોડીશ નહિં. આગળ જતાં એક ગામને પાદરે વણઝાર નાખી છે. ત્યાંના રાજાને ત્રણ કરોડનું દેવું, ને ખજાને ખોટ. તેણે વાત

સાંભળી કે આવા સાધુ કોઈ છે. તેને લાવેથી લક્ષ્મી ભરપુર થશે. તેથી સ્વારી સાથે વણઝારા પાસે લેવા આવ્યો. વણઝારો કહે, મારો જીવ જાય ત્યાંસુધી એ સાધુને ન આપીશ. રાજા કહે, યુદ્ધ કર. વણઝારો કહે, તૈયાર છું. સાધુ કહે, ભાઇ, લડો શામાટે. નાહક, મનુષ્યો ઢોર વગેરે નાશ પામે, એ હત્યા શું કામ જોઇએ? માટે ભાઈ, એક મહિનો મને એને ત્યાં જઇ આવવા દે. એમ સમજાવી શાન્ત કીધો, ને રાજા સાથે સાધુ ગયા. ત્યારથી લક્ષ્મિ આવવા લાગી. સાધુએ સદાવ્રત શરૂ કીધું. ૨૧ દિવસમાં ત્રણ કરોડનું દેવું પત્યું, ને ખજાનો ભરપૂર થયો. વીસમે દહાડે પેલો શિષ્ય આવ્યો તેની જટા વધી ગઇ છે, દાઢી લાંબી બની છે, એવો આવતો જોઇ ગુરૂએ મોદીને હુકમ આપ્યો કે, પેલાને માળે મોકલજે. મોદીએ તેને કહ્યું કે, તમને માળે તેડેછે. તે સાંભળતાં ખુબ હરખાયો, કે રાજદરબારમાં આટલું માન. હર્ષભર્યો માળે ચઢી ગયો. ગુરૂને જોતાંજ થરથર કાંપવા માંડયું, કે હવે મોત આવ્યું. આ અહિં શી રીતે, ને આ શૂં! એટલે પેલા ગુરૂ કહે, મહારાજ! ધ્રુજો છો શું કામ, આવો, બેસો. હજામને બોલાવી બધું મુંડન કરાવી નાખ્યું. મર્દન કરાવી સ્નાન કરાવી શીરાપુરીની રસોઇ જમાડી રાખ્યા છે. બેહુએ પરસ્પર ઓળખ્યા છે પણ કોઇ બોલતા નથી. દસબાર દિવસ રાખી રાજાને કહી સ્વારી કઢાવી પેલા શિષ્ય સાધુને પાલખીમાં બેસડાવી ચાર ગાઉ ઉપર મુકી આવવાનું કહ્યું. તે રીતે પચાસેક સ્વાર સાથે પાલખીમાં બેસાડી મુકવા ચાલ્યા. બધા કહે, આટલા આટલા સાધુ આવી ગયા, પણ આ સાધુ કંઇ એનો મિત્ર હશે. સીપાઈએ તેને પાલખીમાંથી ઉતરતાં પુછયું કે, તમને આટલાં માનપાનથી મોકલવાનું શું કારણ છે? ત્યારે પેલો શિષ્ય બોલ્યો કે, અરે એતો ભંગીઓ છે, એ વાત પ્રસિદ્ધ ન થાય, તેથી એમ કીધું. આમ બોલ્યો, તે ઇશ્વિરી શકિતરૂપ (વિષ્ણુપત્નિ) પૃથ્વિ-દેવી સહન કરી શકયાં નહિં. તેથી પૃથ્વિ ફાટી, તેમાં પગેથી ચગદાતો-દબાતો-રીબાતો સમાઈ ગયો-ગ્રાસ થઇ પડયો-ગ્રસાઇ ગયો. આ વૃત્તાંત સિપાઇએ આવીને ગુરૂને કહ્યું. આંગળાં કપાયલાં હતાં તેથી ઠુંઠા હાથે ઉઠીને ગુરૂ તો શોક કરવા બેઠા. ને ઠુંઠે ઠુંઠાં ઘસીને બોલેછે કે, "અરેરે! બહોત બુરા હુવા, કયા કરીએ. મેરા વગર પૈસેકા ધોબી મર ગયા." એ દીલગીરીનું કારણ રાજા વગેરેએ પુછવાથી, વ્યાખ્યાનનો સમય ઠરાવી, મોટી સભા ભરી તેમાં ગુરૂજીએ ઉપદેશ આપતાં જણાવ્યું કે,—સાધુ-પુરૂષોનાં પુણ્યકર્મનાં ફળભોગનો લાભ, તેની સ્તુતિ, સેવા, વંદન, પૂજન કરનારાંને મળે છે. પણ નિંદા કરનારા તો તે સાધુનાં પાપકર્મને પોતાને

શિર ખેંચી લેછે. અને તે સાધુને, પાપકર્મનાં દુઃખરૂપ ફળ ભોગવવા માંથી મુક્ત કરેછે—બચાવેછે; તેથી ઉપકાર કરનારા છે. ધોબી વસ્ત્ર ધુવે છે એટલે મેલ કાઢી લેછે, અને વસ્ત્રને શુદ્ધ સ્વચ્છ નિર્મળ કરી પાછું આપેછે. તેમ, એ નિંદકલોક, પાપરૂપ મેલ (મળ) પોતે પાસે રાખી લઇને અંતઃકરણરૂપ વસ્ત્ર શુદ્ધ કરી દેછે. જેથી જ્ઞાનાધિકાર પ્રાપ્ત થાય છે. એનાથી મોટો ઉપકાર કયો?! કેમકે જ્ઞાનાધિકાર પ્રાપ્ત થાયછે. એનાથી મોટો ઉપકાર કયો? કેમકે જ્ઞાનાધિકાર આવવાથી, ઇશ્વરગુરૂકૃપા થયે, જ્ઞાન થતાં અજ્ઞાનરૂપ આવર્ણ—પટ ખસી જાય છે તેથી સ્વયંપ્રકાશ બ્રહ્માત્મૈકય અભેદ સાક્ષાત્કાર થાય છે. **ज्ञानादेवहिमुक्तिस्यात नान्यथा.** અજ્ઞાન—વાદળું ખસી જવાથી જન્મમૃત્યુરહિત સ્વયંસિદ્ધ પોતાનાં સત્ય જ્ઞાનઘન આનંદસ્વરૂપમાં સ્થિત થઇ શાશ્વતિ શાન્તિને પામેછે, એથી મોટો ઉપકાર બીજો શું!

૮૭—શાલીવાહન નામે એક રાજાએ ગુરૂ વસિષ્ટને પુછયું કે ભવિષ્ય એટલે શું! ગુરૂ કહે, આગળ—ભાવિ—થવાનું હોય તે. રાજા કહે, મારૂં શું ભવિષ્ય છે તે કહો. ગુરૂ કહે, તારાથી દશહજાર બ્રાહ્મણની હત્યા થવાની છે. રાજા કહે, તે શી રીતે? ગુરૂ કહે. કાલે તારાં શહેરમાં એક ઘોડો આવશે તેની સવાલાખ કીંમત કહેવાશે. પણ જો તું તે ખરીદ નહિં કરે ત્યારે તો કંઈ હરકત નથી; પણ કદાપિ ખરીદે, તો તેપર બેસતો નહિં; કદી બેસે તો દક્ષિણે જતો નહિં; કદાચ દક્ષિણે પણ જાય, તો એક ગુફા આવશે તેમાં પેસતો નહિં; કદાચ પેસે તો ત્યાં એક સુંદર કન્યા મળશે તેને પરણતો નહિં; કદિ પરણે તો તેનું કહ્યું કરતો નહિં; તો તારાથી બ્રહ્મહત્યા નહિં થાય. ઠીક. બીજે દિવસે સવારે ઘોડો વેચાવવા વેપારી સાથે આવ્યો. રાજાએ વિચાર્યું કે, સવાલાખનો ઘોડો આપણે નહિં લઇશું તો કોણ લેશે, ભલે બેસીશું નહિં; એમ કરી ઘોડો લીધો. બે વર્ષ તો સ્મર્ણ રાખી નહિં બેઠા, પણ પછી સ્વારી કાઢી ત્યારે મન થયું કે બેસીએ તો ખરા, દક્ષિણે જઇશું નહિં. બેઠા, અને સ્વારી તો દક્ષિણ દિશા તરફ ચાલી, ત્યારે વિચાર્યું કે ગુફામાં નહિં જઇશું. સ્વારી ચાલેછે એટલામાં લોકો દોડતા આવ્યા, અને પોકાર કીધો કે હમારાં ગામમાં ધાડ પડી માટે બચાવો. રાજાએ જોયું કે આપણે રાજા થઇને ઘરમાં કેમ પેસી જવાય. ચાલ્યા, અને વેગથી જઇને લુટારાને પકડી પકડી કેદમાં મોકલાવ્યા. રાજાએ ઘોડો દોડાવ્યો, તો એક સુંદર ફળફુલ ગુફા જોઇ મનમાં આવ્યું કે એમાં સુંદર કન્યા

હશે તેને પરણીશું નહિં, પણ જોવી તો ખરી, એમ ધારી તેમાં પ્રવેશ કીધો. તેમાં આગળ જતાં એક સુંદર કન્યા અદ્દ્ભુત સ્વરૂપવાન એક સુવર્ણના હિંડોળાપર બેઠેલી જોઇ મોહ પામી ગયો. કન્યા કહે, અરે તું માનવી અત્રે ક્યાંથી! ઠીક, આવ્યો તો મારી સાથે લગ્ન કર. રાજા મોહિત તો થયલોજ, તેથી મનમાં ઠરાવ્યું કે એનું કહ્યું કરીશું નહિં. એમ ઠરાવી પરણીને ઘેર લાવ્યો. ચાર પાંચ વર્ષ તો તેનું કહ્યું નહિં કીધું. એક દિવસ આનંદમાં બેઉ બેઠાં છે તે પ્રસંગે તે સ્ત્રી કહેછે કે, આપણે એક યજ્ઞ તો કરો. રાજા વિચારેછે કે ધર્મ કરવાનું શુભ કામ કરવા કહેછે તો શી ચિંતા છે, કરવો. દશાશ્વમેધ યજ્ઞ કરવા વસિષ્ટ ગુરૂને કહી દશહજાર બ્રાહ્મણને નિમંત્રણ કીધાં. (એક એક અશ્વમેધે એક હજાર પ્રમાણે). યજ્ઞ શરૂ થયો. બ્રાહ્મણો કાર્યક્રમ ચલાવી રહ્યા છે, સ્ત્રીપુરૂષ–રાજારાણી હાથમાં કળશ લઇ ઉભાં છે, સ્ત્રીના હાથમાં કળશ છે, ને પુરૂષના હાથમાં કોડીઉં છે. તે સમયે પવન એવા વેગમાં વાવા લાગ્યો કે તેના સુસવાટા–ઝપાટાથી રાણીનું વસ્ત્ર ઉંચું થઇ ગયું. તેથી સ્ત્રીને બ્રાહ્મણોએ નગ્ન દીઠી, એટલે જપ વગેરે બંધ પડી ગયું. તે સાથે રાજાના હાથમાંથી કોડીઉં પણ પડી ગયું તેના કકડા થઇ ગયા તેટલા ચક્ર બની જઇ સર્વનાં મસ્તકો (બ્રાહ્મણનાં) કાપી નાખ્યાં. આ બ્રહ્મહત્યા, દશહજાર બ્રાહ્મણની જે ભાવિ હતુંજ તે પ્રમાણે, થઇ. એ મહાકષ્ટ આવ્યું. એ દોષથી મુક્ત થવાને શું પ્રાયશ્ચિત્ત કરવું, તે વિષે ગુરૂને પુછતાં કહ્યું કે, બધી રાજ્ય લક્ષ્મી મને અર્પણ કર. રાજાએ ગુરૂની આજ્ઞા પ્રમાણે સંકલ્પ કરી ગુરૂને સર્વસ્વ રાજ્ય લક્ષ્મી આપી. તે વડે વસિષ્ટે પ્રાયશ્ચિત્ત યજ્ઞ કીધો. તે પુણ્ય પ્રભાવથી બધા બ્રાહ્મણો પુનર્જીવન પામ્યા (જીવતા થયા.) પછી દશાશ્વમેધ યજ્ઞની પૂર્ણાહુતી કરાવી કાર્યની સમાપ્તિ કરી. ગુરૂ સમર્થ હતા તો યથેષ્ટ સંતોષ થયો, કાર્ય સર્વ પૂર્ણ થયું, વ્યવહાર પરમાર્થ સિદ્ધ થયા, ઇચ્છા પ્રમાણે ભોગ વૈભવ ભોગવી, અંત વિવેક વૈરાગ્ય સંપન્ન થઇ, સદ્દગુરૂ શર્ણ થઇ, બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી, દેહમાંથી અહંમમત્વ ઉઠાવી લઇ તેને આત્મતત્વમાં સ્થાપી, વિદેહ કૈવલ્યને પામ્યો.

તાત્પર્ય કે, જે વખતે જે થવાનું અદ્રષ્ટ સત્તાથી નિર્મિત હોયછે તે પ્રમાણે થાયછે, એ વાત નિશ્ચિત છે, તો પછી તેમાં હર્ષ શોકને વશ થાયછે અને ક્લેશ કરી હૃદયને તાવી નાખી નિર્માલ્ય બની રહેછે અને નિરર્થક દુઃખી થાયછે, એ શું સુજ્ઞ વિવેકી જનોને શોભેછે કે? છાજે ખરૂં

કે ?! નહીંજ. દશ ઇંદ્રિઓને ઉપનિષદમાં અશ્વ કહ્યાછે, તેને પોતાના તાબામાં કરી લઇ, જ્ઞાન યજ્ઞ પ્રારંભી જ્ઞાનાગ્નિમાં હોમી દેવાના સમારંભ મહોત્સવ વખતે ત્રણ ગુણુના કારમા વેગવાળા ઝપાટા–લપટ ઝપટથી વહેતા પવનનાં બળથી, અવિદ્યા માયાનું ગુહ્ય સ્થાન, પડદો–વસ્ત્ર ખસતાં, જોવામાં આવેછે તે એક વિઘ્નરૂપ છે. અને તે જોઇ મોહ પામી જપ, હોમ વગેરે કર્તવ્ય કર્મ ચુકી જાયછે તેની દુર્દશા કેવી થાયછે તે સ્પષ્ટ સૂચવેછે. એ વિઘ્નથી બચી, આરંભેલો યજ્ઞ સમાપ્ત કરી, શાશ્વતી શાંતિ મેળવવા સારૂં સદ્‌ગુરૂનું શર્ણુ ગ્રહણુ કરવું જરૂર છે. **समित्पाणि श्रोत्रियं ब्रह्मनिष्टं** હાથમાં પત્ર, પુષ્પ, ફળ, જળ, સમીધાદિ ભેટ લઇ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂને શર્ણુ જવું જોઇએ. અને તન, મન અને ધન ગુરૂને અર્પણુ કરી તેની સેવામાં રહી તેના બની રહેવાનું છે. તો તે આપણામાં રહેલી ખામી–દોષ–આવર્ણુ–અજ્ઞાન ભુંસી નાખવા અનેક યુક્તિ પ્રયુક્તિથી સમજાવી, પોતાનાં યોગબળનો પણુ ઉપયોગ કરી (સામર્થ્ય વાપરી) આપણુને શુદ્ધ કરી, જ્ઞાનયજ્ઞ પુરો કરાવે છે, અર્થાત્ બ્રહ્માત્મૈકય અનુભવ કરાવી જીવન્મુક્ત દશા પ્રાપ્ત કરી જીવન્મુક્તિ સુખનો ભોગવટો આપી અંતે વિદેહ–કૈવલ્યને પમાડે છે. અસ્તુ. ॥ ૐ ॥

૮૮—રાવણુ મોટો પરાક્રમી હોવાથી બ્રહ્મા રોજ વેદનું પારાયણુ કરાવવાને તેને ત્યાં આવે. એક દિવસ બધા બેઠાછે, મસાલજી મસાલ લઇ પાસે ઉભોછે, તે વખતે બ્રહ્માને રાવણે પુછ્યું કે, આ મારી પુત્રી કોની સાથે પરણુશે? બ્રહ્મા કહે, તું ચીડાઇ નહીં જાય તો કહું. રાવણે કબુલ કીધું ત્યારે બ્રહ્મા કહે, આ મસાલજી ઉભોછે એની સાથે પરણુશે. રાવણ કહે, ઠીક. પછી ચાર જણુને હુકમ આપી તે મસાલજીને મારી નાખવા સમુદ્ર કાંઠે મોકલ્યો. ત્યાં મસાલજીએ ચારે જણુને કહ્યું કે, ભાઇઓ! મને મારવાથી તમારા હાથમાં શું આવવાનું છે! મને પેટીમાં ઘાલી સમુદ્રમાં મુકી દો, પછી મારૂં નસીબ હશે તેમ થશે. ચાર જણે દયા દૃષ્ટિ લાવી તે રીતે કીધું. તે પેટી તરતી ગબડતી અથડાતી ધોધા (જેવાં) બંદરે આવી અટકી. તે માછીની જાળમાં આવી. ભારે ભક્ષ આવ્યું જાણી તેને જોતાં તો પેટી દીઠી, તે વજનદાર હોવાથી ઝવેરાતનો ખજાનો હશે એમ સમજીને રાજાને ત્યાં લઇ જઇ આપી. જોતાં તો ૧૬ વર્ષનો છોકરો. રાજા વાંઝીઓ હતો તે ખુશી થયો, અને સમુદ્રે પુત્ર આપ્યો તેથી ખુબ પુણ્યદાન કરાવ્યું. તે રાજા મર્ણુ પામ્યો ત્યારે ગાદીએ તે છોકરાને બેસાડયો. અત્રે રાવણુ રાજાની છોકરી માટે વરની શોધ કરવા

મોકલેલો બ્રાહ્મણ ત્યાં ઘોડે આવી પ્હોંચ્યો. રાજાનું સુંદર સ્વરૂપ જોઇ માગું કીધું. તે રાજાએ કબુલ્યું. રાવણ પાસે જઇને સમાચાર કહ્યા. લગ્નને દહાડે જાન આવી. રીતસર લગ્ન થયાં. સભા ભરીને બ્રહ્મદેવ વગેરે સાથે બેઠાછે ત્યાં રાવણ હસી પડયો, ને બ્રહ્માને કહે, તમે જુઠા પડયા. જુવો, કોણ પરણ્યું ! બ્રહ્મા કહે, ભાઇ, એ તે મસાલજીજ પરણ્યો. રાવણ કહે, જાવ, જાવ, ઢોંગ ન કરો. બ્રહ્મા કહે, પુછી ખાત્રી કરી જો. રાવણ જમાઇને પુછેછે કે, તમે કોણ છો? જમાઇ કહેછે કે, મહારાજ! તેજ હું. આશ્ચર્ય પામ્યો. જમાઇએ પોતાનાં માબાપ સ્ત્રી વગેરે બતાવ્યાં. અને મસાલજીનો વેશ લઇ ઉભો, તો રાવણને ખાત્રી થઇ, પણ ભારે આશ્ચર્ય થયું. પછી ઇનામ આપવાનું ઠરાવી ચાર મારનારને બોલાવી પુછ્યું તેથી પુરી ખાત્રી થઇ. ઇનામો આપ્યાં. અને બ્રહ્મા ખરા છે એમ કહી પ્રણામ કીધાં.

તાત્પર્ય કે, પૂર્વે પાછલાં પુષ્પ રત્નોમાં બીજાં કેટલાંક દૃષ્ટાંતોથી સિદ્ધ કરી ગયા તે પ્રમાણે આ દૃષ્ટાંતથી પણ એજ ઠરેછે કે, ભાવિ-થવાનું હોય તેજ થાય છે: તેને ખાળવાને કોઇ સમર્થ નથી, એમ જાણી આ જાગ્રત સૃષ્ટિરૂપ ઇશ્વરના સ્વપ્ન સદ્રશ સંકલ્પજન્ય પ્રપંચનું મિથ્યાત્વ જાણી લઇ, તેમાં મોહ નહીં પામનાર હર્ષ, શોક, ભય, કલેશાદિથી દુઃખી થતો નથી, પણ તેને તરી જઇ પરમ સુખરૂપ બન્યો રહેછે. **तरति शोकमात्मवित्**. આત્મવેત્તા છે તે શોકને તરેછે.

બીજું તાત્પર્ય એ છે કે, શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સમર્થ સદ્‌ગુરૂ હોય છે તો તેવાજ પુરૂષ બગડેલું સુધારી શકેછે. વિષયાસક્ત હમો લોકોએ કેટલું બધું બગાડી મુકયું છે તેનો વિચાર કરતાં જણાય છે કે, બ્રહ્માનો એક પરાર્ધ વહી ગયો, ને દ્વિતીય પરાર્ધનો પ્રથમ દિવસ ચાલે છે. ચાર હજાર યુગ વીતે ત્યારે એક દિન પુરો થાય છે, તેમાં આ અઠાવીસમો કલિ ચાલે છે તેનું પ્રથમ ચરણ છે. આટલો બધો કાળ ગયો તેમાં અસંખ્ય યોનિમાં ભમી ભમી-અનેક જન્મો લઇ આ ઉત્તમ મનુષ્ય દેહ કે જે મુક્ત થવાનેજ માટે છે તેમાં આવ્યા. આજ સુધી સંસારનો વિષય કીચડ ખૂબ ગુંદાજ કરતા આવ્યા છતાં તે સર્વાશે મિથ્યા અને સત્વ સાર રહિત છતાં તેને સત્ય માની, વિષયજન્ય તુચ્છ સુખમાં સુખ બુદ્ધિ કરી, દેહ જે ભૌતિક વિકારથી પૂર્ણ છે તેમાંજ અહંમમત્વ કરી, તે દેહાભિમાન એટલું બધું પુષ્ટ-દઢ કરી નાખ્યું કે સંતો અને સત્શાસ્ત્રો વારંવાર તે

છોડાવવા શ્રમ લઇ પોકાર કરતા રહ્યા છે તે કાને સાભળતાં છતાં પણ બહેરા જેવા બની રહી સંસારાસક્તિ છોડી વિષય કાદવને રગડતા અટકતા–પાછા હઠતા નથી. સુજ્ઞો! આ શું થોડું ઉંધું વાળી મુકયું! શું થોડું બગાડી મુકયું છે કે?! એમ છતાં, એ દેહાધ્યાસ છોડાવવામાં જે સમર્થ છે અને દેહમાંનું અહંમમત્વ ઉખેડી કઢાવી ચિદાનંદ આત્મવસ્તુમાં તે અહંમમત્વને દૃઢ કરાવે છે, એવા બગડેલું સુધારનાર સદ્‌ગુરૂ કોઇકજ વિરલા હોય છે. મુમુક્ષુઓ જો ખરી ઇન્તેઝારીથી એવા સદ્‌ગુરૂને શોધે છે તેને જરૂર તે મળેછે. અંગ્રેજીમાં કહેવત છે કે, Where there is a will, there is a way. (તીવ્ર ઇચ્છા પ્રકટેછે તો રસ્તો તૈયારજ છે.) તેમ, જો ધિધિકટ ભગવત્પ્રેમ યુક્ત વૈરાગ્ય પ્રકટેછે તો સર્વત્ર વ્યાપક સર્વજ્ઞ ઇશ્વર કોઇપણ સાધુ વેશમાં અથવા અન્ય પ્રકારે પ્રકટ થઇ, તે મોક્ષેચ્છુને મળી તેના અજ્ઞાન આવર્ણ ભેદી નાખી નિજ સ્વરૂપનું ભાન કરાવેછે. માટે તેવાએ એવા સમર્થ સદ્‌ગુરૂનું શર્ણ સ્વિકારવાની જરૂર છે. તે પહેલાં અને તે સાથે ઇશ્વરનો અનુગ્રહ મેળવવા સારૂ ફળાસક્તિ રહિત નિષ્કામ કર્મ, શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે કરી ચિત્તશુદ્ધિ સાધી તૈયાર રહેવું. પછી તમારે માટે સઘળી અનુકુળતા (આ બ્રહ્માંડના ગમે તે ખુણેથી) લાવી આપવાની કાળજી તે શ્રીહરિનેજ રહેશે. તમે તો સ્વકર્તવ્યજ કરતા રહો.

૮૯—એક બ્રાહ્મણ હતો, તે મહા સમર્થ, વિદ્વાન, પંડિત તથા જ્ઞાની હતો. તે સમજતો હતો કે સ્ત્રી, પુત્ર, સંબંધીજનો, વગેરે જે આવી મળે છે તે કયાંતો લેવાને અગર આપવાને અથવા અમુક અંશે આપ લે કરવાને (લેહેણું દેવું લેવા આપવા) આવેછે, કોઇ આપણું નથી. તેથી પોતાની સ્ત્રીને પ્રથમ પુત્ર આવ્યો ત્યારે પોતાની વિદ્યાના બળથી તેને અંજલિ છાંટી પુછયું કે, બોલ ભાઇ! તું લેવા આવ્યો છે કે આપવા? પુત્ર બોલ્યો કે, હું ત્રણસો રૂપીઆ માગુંછું તે લેવા આવ્યો છું; તે એવી રીતે કે હું માંદો ને માંદો ચાલ્યા કરીશ તેથી વૈદ ડાકટરોનાં ઓસડ વગેરેમાં ૧૦૦), પછી મને જનોઇ દેવામાં ૧૦૦), અને હું મુવા પછી મારી પછાડી મારે અંગે–નિમિત્તે ૧૦૦), એ રીતે ૩૦૦) લેવા આવ્યો છું. બ્રાહ્મણ કહે, ઠીક, ભાઇ! તું અમુક નક્ષત્રમાં આવ્યો છે અને અમુક રાશિના ચંદ્ર હોવાથી તારૂં નામ અમુક આવે છે. એ તારાં નામથી ૩૦૦) ખરચીશ, એમ કહી બાલકના હાથમાં પાણી મુકયું, કે તરત જીવ ગયો. અને પ્રતિજ્ઞાથી સંકલ્પ કર્યા પ્રમાણે

બ્રાહ્મણે રૂપીઆ ૩૦૦) ખરચ્યા. ત્યારપછી બીજો પુત્ર આવ્યો તેને માટે પણ પૂર્વોક્ત રીતે વિદ્યાબળનો ઉપયોગ કરતાં તે કહે, હું રૂપીઆ ૭૦૦) માગું છું. જનોઇમાં ૧૨૫), લગ્નમાં ૩૫૦), અને ૨૨૫)ની એક કંઠી તમારી હું ખોઇ નાખીશ. એ રીતે સાતસો લેવા મારો જન્મ થયો છે. તરત બ્રાહ્મણે રૂપીઆ ૭૦૦)ની સુવર્ણ મુદ્રા (મોહોરો-ગીની) લાવી પાણી મુકી હાથમાં આપી કહ્યું કે, આ રકમ ખરચીશ. તું બીજે જ્યાં તને તારૂં કર્મ લઇ જાય-ફલપ્રદાતા સત્તા અતઃપર તને જે યોનિમાં જન્મ આપે, ત્યાંથી પરચુરણ લેહેણું દેવું આપ લે ભલે કર્તવ્ય હોય તો કર્યા કરજે; હું તો તને આપી તારાં ઋણથી મુક્ત થાઉં છું. તરત જીવ ચાલ્યો ગયો. પછી ત્રીજો પુત્ર આવ્યો. એજ પદ્ધતિથી તેણે અમુક પ્રકારે રૂપીઆ ૬૮-૮-૧૦ લેવા આવ્યાનું કહેવાથી ઉક્ત પ્રકારે તે રકમ પણ તેની પાછળ ખરચવા સંકલ્પ છોડયો, તેથી તે પણ શરીર છોડી ગયો. ચોથો પુત્ર આવ્યો તેને અંજલિ છાંટી પુછતાં બોલ્યો કે, હું તમને સવા લાખ રૂપીઆ આપવા આવ્યો છું. બ્રાહ્મણ કહે, ભાઇ! તારો એક પૈસો મારે જોઇતો નથી. તે ઉછરી મોટો થયો. તેને વિદ્યાભ્યાસ કરાવ્યા કરેછે અને ખેલતો ફરેછે, બાર તેર વર્ષનો થયો છે. પરંતુ એ બાલકની દિવ્ય વિદ્યા વિષે દેશાંતરમાં બહુ ખ્યાતિ પ્રસરી ગઇ હતી.

હવે એક ગામમાંથી બ્રાહ્મણના બે છોકરા કાશી ભણવા ગયા હતા ત્યાં બાર વર્ષ અધ્યયન કીધું. તેમાં એક છોકરો ભણીને વિદ્વાન થયો, અને બીજો મૂર્ખ રહ્યો. ગુરૂ પાસે ઘેર જવાની આજ્ઞા માગી. રાત્રે ગુરૂ સુતા છે તેની પેલો મૂર્ખ પગચંપી (સેવા) કરેછે તે વખતે પોતે મૂર્ખ રહેવાથી શોક થતાં અશ્રુની ધારા ચાલી. તેનું બિંદુ ગુરૂના પગપર પડયું. તરત ઉષ્ણ લાગવાથી તર્કથી ગુરૂ બોલ્યા કે, કેમ બેટા! રડે છે શામાટે? મૂર્ખ કહે, મહારાજ! બાર બાર વર્ષ થયાં પણ હું મૂર્ખજ રહ્યો; તેથી હું ઘેર જઇને શું કરીશ; આપની સેવામાંજ આયુષ્ય ખપાવી દેવા દો. ગુરૂ કહે, રડતો નહિં-ફીકર ન કર. બે દિવસ વધુ રાખવાનું ફરમાવ્યું. બીજેજ દહાડે સરસ્વતિનું આવાહન કીધું. તે દેવીશ્રી આવ્યાં, ને પુછયું કે, મને કેમ બોલાવી? ગુરૂ કહે, મારે ત્યાં કોઇ મૂર્ખ નહીં રહે છતાં આ છોકરો મૂર્ખ રહ્યો, માટે વિદ્યા આપ. સરસ્વતિ કહે, એનાં નસીબમાં વિદ્યા નથી. પણ તૂં બહુ પ્રખ્યાત થયો છે, તારી સુકીર્તિ બહુ દૂર દેશો સુધી વિસ્તૃત છે; હવે તું વૃદ્ધ થયો છે, તો તારી વિદ્યા આપે તો એને આપ.

ગુરૂ કહે, તો ભલે, ત્યારે તેમ કરીશ, તમે પધારો. બીજે દહાડે સવારે સ્નાન, સંધ્યા, તર્પણ, હોમ ધ્યાન સંયમાદિ નિત્ય નિયમથી પરવારી પેલા મૂર્ખ શિષ્યને પોતાની સઘળી વિદ્યા (માત્ર એક સજીવન કરવાની વિદ્યા–જે શુક્રાચાર્ય પાસે છે તે મૃતસંજીવિની વિદ્યા શિવાય) શુદ્ધ સત્યસંકલ્પપૂર્વક આપી–હાથમાં પાણી છોડયું. અને કહ્યું કે કોઇપણ જગે તું વાદ કરતો નહીં અને બોલતો નહીં, પણ આજસુધી મૂર્ખ-પણામાં જેવી રીતે તું રહ્યો છે તેજ રીતે રાંધવાનું, વાસણ માજવા વગેરેનું જેમ કરેછે તેમ કર્યા કરજે. અને પાછો એકવાર આવજે. તે વખતે મારી પાસે એકજ સજીવન વિદ્યા રાખી છે તે આપી દઇશ. બીજે દિવસે ગુરૂને પગે લાગી આજ્ઞા લઇ ચાલ્યા. રસ્તે જતાં ૫–૭ દિવસ તો ધૈર્ય રાખી છુપો રહ્યો. એક દિવસ મૂર્ખ હતો તે રાંધેછે અને ભણેલો ગામમાં શાક લેવા ગયો છે તેને બે કલાક થયા પણ આવ્યો નહીં, તેથી તે શોધવા નિકળ્યો. તે રાજસભા તરફ આવ્યો અને જુવેછે તો સભામાં વાદ કરવા બેઠેલો ત્યાં પૂર્વપક્ષનું સમાધાન થતું નથી તેથી મુઝવણમાં પડયો છે. પેલો મૂર્ખ પંડિત બોલી ઉઠયો અને ધાણી ફુટે તેમ અસ્ખલિત વાણી પ્રવાહથી પૂર્વપક્ષનાં સમાધાન કરી આપ્યાં. રાજ તરફથી સન્માન મળ્યું તે સાથે દક્ષણામાં ૫૦૦ મોહોર મળી તેથી પેલો ભણેલો બળવા–ઇર્ષા કરવા લાગ્યો. બેહુ મુકામે આવ્યા. ભણેલો પેલા મૂર્ખને કહેછે કે, અલ્યા તું બધું ભણેલો છે ને તું મૂર્ખ જણાવે છે. તેથી હવે તને કેમ રાંધવા દઉં? હું રાંધીશ. એમ કહીને રાંધીને બેહુ જમ્યા. રાત્રે તે મૂર્ખ પંડિતને ઉંઘ નહીં આવે. કેમકે રખેને દ્વેષભાવથી મારી નાખે એ ભય પેઠો. રાત્રીના એક વાગે પેલો ભણેલો છાતીપર બેઠા. મૂર્ખ પુછેછે કે, કેમ ભાઇ, છાતીપર ચઢી બેઠા. ત્યારે બોલ્યો કે, તને મારવાનો છું. કેમકે રસ્તામાંજ તેં મને નિસ્તેજ–બેઆબરૂ કરી ઝાંખો પાડયો તે તું ગામમાં કેમ ઠરવા દેશે? મૂર્ખ પંડિત કહે, તું કહે તો અહીંજ હું સંકલ્પ કરૂં કે ગામમાં તને કાંઇજ કરીશ નહીં, પણ તું કોઇ જગે ગુંચવાશે તો તારૂં સમાધાન કરી આપીશ. વળી તું મારો ગુરૂ છે, એવી કીર્તિ કરીશ, પણ મને માર નહીં. પરંતુ દુષ્ટ ચિત્તને ધીરજ રહી નહીં તેથી છરી મારીને મારી નાખી ત્યાંજ દાટયો. તે મૂર્ખ પંડિતે માર્યા પેહેલાં કહ્યું કે, ભલે તારી બુદ્ધિજ એવી થઇ છે તો માર, પણ મારી ડોસીને આ કાગળ આપજે. તે કાગળમાં ફક્ત ચાર પદના ચાર અક્ષર માત્ર અ, પ્ર, શી, ખ, એટલુંજ લખ્યું. ભણેલો મૂઢ કહે–વિચારે છે કે, ઓહો! આમાં

શું! તેણે તો ગામમાં જઇ કાગળ ડોસીને આપ્યો. ડોસી કહે, ભાઇ મારો છોકરો કેમ નહીં આવ્યો? કાગળ બધા અનેક પંડિતોને બતાવ્યો પણ अ, प्र, श्री, ख, માં શું વાંચે! થાકીને ડોસી તો રાજાની સભામાં ગઇ અને બોલી કે, મહારાજ! આ કાગળ વંચાવી આપવો જોઇએ. તમે કહેશો તે આપીશ. રાજા કહે ડોસી મા! તું આપવાની શું છે! લાવ લાવ. કાગળ લઇ સભાના સર્વ જોઈ થાક્યા અને આશ્ચર્ય પામ્યા. છેવટે એક બ્રાહ્મણ બોલ્યો કે, અમુક ગામમાં એક બ્રાહ્મણનો ૧૩ વર્ષનો એક છોકરો છે તે એનો અર્થ કરશે ખરો. તે બહુ વિદ્વાન અને શંકરસ્વામી જેવી કોઇ અદ્‌ભૂત શક્તિસંપન્ન છે એમ બધે પ્રશંસા પ્રકાશી રહી છે. રાજાએ તેને તેડવા પાલખી અને સીપાઇઓ વગેરે મોકલ્યા. પાલખી આવી તેને બારણે અટકી. અહીં તે છોકરો લખોટે રમેછે, તે પાલખી જોઇ મનમાં વિચારેછે કે, આમાં મને બેસાડે તો કેવું સારૂં. એટલામાં સીપાઇએ તે છોકરાને પુછ્યું કે, ભાઇ અમુક શર્મા બ્રાહ્મણનું ઘર ક્યાં છે? છોકરો કહે, આ શું—આ તમે ઉભા એજ ઘર. પછી પુછ્યું કે, તેનો છોકરો ક્યાં છે? ત્યારે બોલ્યો કે, હુંજ. ત્યારે તો કહ્યું કે, ચાલો, તમને રાજસાહેબ તેડેછે. છોકરો કહે, હા ચાલો. તરત દોડતો માતાને કહેવા ગયો કે, મા, મા, હું પાલખીમાં બેસું? મને રાજા તેડે છે. મા કહે, નારે ભાઈ, તારા બાપ ચાર દિવસથી ગામ ગયા છે તે કહી ગયા છે કે, છોકરાને કેયે મોકલતી નહીં, ને મોકલે તો કંઇ લાવે નહીં. છોકરો કહે, તો પછી માતા! હું કંઇ લાવીશ નહીં. મને જવા દેને. મા કહે, ઠીક ત્યારે જા; પણ કંઇ લેતો નહીં. તરત દોડતો આવી લંગોટી સાથેજ બેસી ગયો. એટલે તરત ઉપાડીને ચાલ્યા. પાલખીમાં રમેછે. સભામાં જઇ મુકયો. તેને રાજાએ પોતાની પાસે ગાદીપર બેસાડયો. ત્યાં તો, આટલા લોક અને આવો ઠાઠ માઠ તે બાપડાએ ક્યાં જોયલું, તેથી બ્હાવરો બની આમ તેમ જોઇ રહ્યો છે. રાજાએ પેલો કાગળ મુકયો. તે છોકરાએ હાથમાં લીધો અને જોઇને તરત ફેંકી દીધો. રાજા કહે, કેમ મહારાજ? છોકરો કહે, નહિ, નહિ; એ તો નહીં વાંચવાનો. રાજાએ બહુ કાલા-વાલા કીધા. ત્યારે કહે કે, તમે રાજા લોક તમે મારૂં કહ્યું કરશો? ચીઢાય તો નહીં? તો, વાચું. રાજા કહે, ક્ષમા રાખીને કહેશો તે કરીશ. અહીં સમીપમાંજ પેલો મારનાર દુષ્ટ થર થર કંપાયમાન થવા લાગ્યો. તેનેજ પેલો છોકરો કહેછે કે, અરે તું બ્હીએ છે કેમ, શા માટે ધ્રુજેછે. કાગળ હાથમાં લઇ ચાર અક્ષરના ( अ, प्र, श्री, ख ) ચાર

ચરણનો શ્લોક કહી દીધો. તેનો ભાવ એ હતો કે, રસ્તામાં અમુક સ્થળે, અમુક, ઈર્ષાથી, મને મારીને દાટયો છે, વગેરે. રાજા તો તે સાંભળતાંજ ક્રોધાયમાન થઇ ગયો અને તે હત્યારાને ગરદન મારવા તઇયાર થયો. બાલક બોલ્યો કે, રાજા કેમ ચીઢાયો. મેં કહેલું તે હવે મારૂં કહેલું કર. એ તો તે મુવો તેનો ગુરૂ છે, એને મારવા શું તઇયાર થયો છે? જો એણે તેને માર્યો નહીં હોતે તો હજી તે સજીવન વિદ્યા લાવવાનો છે તે કયાંથી બનતે! કેમ કે અહીં આવી બઇરી પરણી તેની મોજ મઝામાં–ગૃહસ્થાશ્રમમાં પડતે તો જવાતે નહીં; માટે એણે તો ઠીકજ કીધું છે. માટે એને સાથે લઇને જા, એ દેખાડે ત્યાં તે મુડદું છે. તે મુડદાપર ગુલાબ મોગરાનાં ફુલો છે. સરસ્વતી તેને વાયુ નાખેછે અને રક્ષણ કરેછે. રાજા સ્વારી સાથે તેને સાથે લઇ નિકળ્યો, તે વખતે પેલો બાલક કહેછે કે, તે મુડદું કાશીમાં લઇ જજો, ગુરૂ એકલાજ ગંગાપર મળશે, તે તેને જીવાડી સજીવન વિદ્યા આપશે. પછી તે બાલકને પાલખીમાં પાછો ઘેર મોકલવા હુકમ આપતાં પેહેલાં તેને સવાલાખ મોહોર આપવા માંડી. છોકરો કહે એને શું કરૂં. વસ્ત્ર પાઘડી કશું લીધું નહીં. અને કહ્યું કે મને તો પાછો ઘેર હતો ત્યાં મુકી આવો. રાજાએ જોયું કે, આ તો કંઇજ લેતો નથી, તેથી સભામાં વ્હેંચવા જેટલાં પાનનાં બીડાં બનાવ્યાં. અને એક બીડામાં સવાલાખનો હીરો ઘાલ્યો. તે લોકને વ્હેંચતાં વ્હેંચતાં આવી તે છોકરાને આંગળીમાં દાબી રાખેલું બીડું આપવા માંડયું. તેની પણ છોકરે ના કહી, કે મારી માતાએ કહ્યું છે કે કાંઇ લેતો નહીં, તેથી નહીં લેવાનો. બધા કહેવા લાગ્યા કે બીડાની ના કહેવાય નહીં–એ તો લેવાયજ. છોકરો કહે, લે ત્યારે આ લંગોટીને છેડે બાંધ (માતાની આજ્ઞા ભંગ થાય તેથી કંઇ પણ હાથમાં નહીં લઉં) લંગોટીને છેડે તે બીડું વ્હેંચનારે બાંધી પાછો છેડો પાછળ ખોસી આપ્યો. પાછો પાલખીમાં બેસાડી ઘેર મોકલ્યો. તેજ દહાડે તેના બાપ ઘેર આવેલા હતા. છોકરો જઇને સ્નાન કરી લંગોટી સુકાતી નાખી બીજી કોરી લંગોટી મારી સંધ્યા કરવા બેઠો. ઘણી વાર લાગી. બાપ કહે હજુ ભાઇ કેમ પરવાર્યો નથી. રસોઇ થઇ ગઈ છેને. હશે, સંધ્યા કરતાં નથી બોલતો, અને વાર પણ લાગતીછે. ઘણી વાર થઇ ત્યારે તો જઇને જોયું, તો ડોળા ઉંચા ચઢાવી દીધેલા. તે જોઈ બેહુ શોકગ્રસ્ત બની ગયાં. બાપ કહે, સવાલાખ આપવા આવેલો છતાં એમ કેમ થયું. સ્ત્રીને પુછયું કે, એને કયે મોકલેલો? સ્ત્રી કહે, હા, રાજાએ તેડાવ્યાથી રાજા પાસે. બ્રાહ્મણ કહે ત્યાંથી કંઇ

લાવ્યો? સ્ત્રી કહે, લંગોટી ભેર ગયો, ને લંગોટી ભેર આવ્યો. કંઇ હોય તો પેલી લંગોટી સુકાતી નાખી છે, જુવો. જુવેછે તો પાનનું બીડું બાંધેલું. તે છોડી જોતાં (સવાલાખનો) હીરો મળ્યો. બ્રાહ્મણ કહે, જો, આ ઋણ આપ્યું. હવે ગયો તેને રડવું શું. આપવા આવ્યો હતો તેને આપણે ગમે તેટલા સાચવતા હતા, ને કેથે મોકલતા નહોતા પણ જે કાળે જે થવાનું તે થયુંજ, અને ઋણ પત્યું, કે ચાલ્યો. માટે કોનો શોક કરવો! શા માટે, શું સમજીને, કેટલો, શું હિત થવા સારૂ શોક કરવો?! **गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥** (ગીતા૦)

હવે આ બાજુ નજર કરીએ. રાજા તથા પેલો ઇર્ષાવાન પંડિત નિકળ્યા. તે પેલું સબ જ્યાં દાટેલું ત્યાં આવ્યા. મુડદું ખોદી કઢાવી જોતાં સુંદર ગુલાબ મોગરાની સુવાસ આવી રહી છે. (સરસ્વતિ અદ્રશ્ય થઇ ગયાં.) તે મુડદું લઇ કાશીમાં ગયા. ગંગાપર ગુરૂ એકલાજ હતા. તેની પાસે આ મામેરૂં જઇ પ્હોંચ્યું અને શબને ત્યાં મુકયું. ગુરૂએ તેઓને જોતાંજ સાત આઠ ખાસડાં તે મુડદાંને ચોઢી કાઢયાં. (અર્થાત્ મારૂં કહ્યું ન માન્યું ત્યારે મરવું પડયું, તેથી દંડ દીધો.) પણ વિચાર્યું કે, મેં એને પાછો તેડયો હતો, તે, જો ગૃહસ્થાશ્રમમાં પડયો હતે તો પછી આવી શકતે નહીં, પણ મારૂં વચન મિથ્યા થાય નહીં માટે આવ્યો. તેને અંજળી છાંટી જીવાડયો, ને કહ્યું કે, મેં ના કહી હતી છતાં ધીરજ રહી નહીં–બોલી ઉઠયો. ભલે, થવાનું હતું તે થયું. લે, આ સજીવનવિદ્યા આપુંછું. (પ્રથમજ બીજી વિદ્યા સાથે તને આપતે, તો મારી પાસેથી ગુમાવતે અને તેથીજ આજે તું જીવતો થઇ શકતે નહીં. માટે વિચારીનેજ મેં રાખી હતી). જા–સુખી થા. પાછા થોડે દહાડે રાજા વગેરે સાથે મંડળી શહેરમાં આવી પ્હોંચતાંજ માલમ પડયું કે, રાજાનો ૨૦ વર્ષનો જુવાન પુત્ર મરી ગયો. પેલો પુનર્જીવિત પંડિત વેગ ભરી વાણીથી બોલ્યો, અરે! રાજા! મરે શું! શોક કરીશ નહીં. તરત દોડી જઇ રાજા રાણી સમક્ષ મળેલી વિદ્યાનો પ્રથમજ ઉપયોગ કીધો. એટલે મંત્રીને જળાંજલિ છાંટી જીવતો કીધો. રાજાએ તો બેહદ હર્ષથી તેને રાજગાદીએ બેસાડવા સંકલ્પ કીધો. તે વખતે તે બ્રાહ્મણ કહે, અરેરે, પેલા મને મારનારને ગાદીએ બેસાડો. મારો ગુરૂ તો એજ છે. એણે મને માર્યોજ નહીં હોતે તો તમારો પુત્ર આજે શી રીતે જીવતો થતે, તે તમો વિચારી તો જુવો. વળી હું એ વિદ્યા પામત ક્યાંથી? માટે એ મારો મારનાર નથી, પણ ઉપકારક ગુરૂ છે. એ

બધું છતાં રાજાને તો તે હત્યારા તરફ ખૂબ તિરસ્કાર ઉપજેલો હોવાથી પોતાનો સંકલ્પ થઇ ગયો તે મિથ્યા થાય નહીં, એ હઠ પકડી રાખી ગાદીએ તો તે પંડિતનેજ બેસાડયો; પણ તે મારનારને દસ ગામ આપી પ્રસન્ન કીધો.

તાત્પર્ય કે:—આ દ્રષ્ટાંત (તેમજ બીજાં પણ કેટલાંક દ્રષ્ટાંત) વાંચતાં અગર સાંભળતાં, છેવટ સુધી ગયા–વાંચ્યા શિવાય અને લેખક તથા વક્તાના શું આશય (હેતુ) છે, કયા કેવા અધિકારીને માટે શું ઉદ્દેશથી કહ્યું છે, તેનો વિચાર કીધા શિવાય, કેટલાક વિદ્વાનો, સુજ્ઞ, પંડિત, તર્ક કરવામાંજ જાણે પોતાની બહાદુરી પરાક્રમ માનનારા યુવકો, અને સ્થિતપ્રજ્ઞ નહીં થયલા એટલે ઠરેલ પ્રકૃતિ થઇ નથી એવા વૃદ્ધો, અનેક પ્રકારના તર્કવિતર્ક કરી શંકાઓનાં લંગર લડાવવા વૃત્તિનો વેગ વધારી વાણીને કાણી કરવા મંડી પડેછે–બકવાદ શરૂ કરી દેછે. એવા હમારા આત્મસ્વરૂપ બંધુ વર્ગને સવિનય પ્રાર્થનાપૂર્વક આ સ્થળે (સમગ્ર ગ્રંથના સંબંધમાં) કહેવું અસ્થાને નહીં ગણાશે–અનુચિત નહીં મનાશે, કે, દ્રષ્ટાંતો કંઇ સર્વ દેશી હોતાં નથી. અમુક અમુક ન્યૂનાધિક અંશ પરત્વે દ્રષ્ટાંતોનો સિદ્ધાંતમાં ભાવ લેવાય છે.* તેમજ, આ દ્રષ્ટાંત જેમ અધિકારી ભેદથી જેવા જેવા અધિકારીને ઉદ્દેશીને લખાયું છે, તેવાં બીજાં દ્રષ્ટાંતો પણ તેને યોગ્ય ન્યૂનાધિક જ્ઞાન–બુદ્ધિ–વિદ્યા–સમજ સંપન્નજનો માટે કહેવાય છે. તેમાં જગતનું મિથ્યાત્વ માનનારા, બ્રહ્મ-સ્વરૂપે વાણીમાત્રથી અભેદ ભાવ બતાવનારા, મહાત્મા હોવાનું ડોળ–ઢોંગ કરી પૂજાયા કરી ગુરૂપદની ઇચ્છા કરનારા, એવાને તો એમાં તર્ક કરવાનું રહેતુંજ નથી. કેમકે તેની દ્રષ્ટિમાં તો જગત મિથ્યાજ છે (વાણીથી કહેવાનેજ), તો પછી આમાં આમ કેમ કહ્યું અને તેમાં તેમ કેમ કહ્યું, એ શંકા ઉદય થવાને અવકાશજ ક્યાં છે?! તેવા લોકથી તો બોલી શકાય તેમ નથી. બોલવા જાય છે તો બે થાય છે.

---

* નિરાકાર બ્રહ્મનું જ્ઞાન કરાવવાને દ્રષ્ટાંત તો સાકારનુંજ લેવાય છે. તે નિરાકારમાં સાકારનું કેમ સંભવે–કેમ ઘટે?! પણ સાકારનોજ અધ્યાસ જન્માંતરોથી પડેલો હોવાથી સમજવા માટે તે વગર બીજો ઉપાય નથી. દ્રષ્ટાંતમાંનો જરૂર જેટલોજ ભાગ ધ્યાનમાં લેવાય; સર્વાશે મુકાબલો બનતો નથી. આ સ્ત્રીનું મુખ ચંદ્ર જેવું છે, આ પુરૂષનું મુખતેજ સૂર્યના જેવું છે; આ દ્રષ્ટાંતમાં ચંદ્ર સૂર્ય હજારો માઇલ ઉંચે છે, છતાં ચંદ્રનો આલ્હાદ માત્ર, સૂર્યના ઝગઝગાટ માત્રમાં, ચંદ્ર સૂર્યની સાદ્રશ્યતા લેવાય છે. ચંદ્ર સૂર્ય ઉપમાન છે, અને મુખ ઉપમેય છે. તે દ્રષ્ટાંત અને મુખ દ્રષ્ટાંત છે.

પોતે (સાચા વિદ્વાનો અને ખરા મહાત્માની દ્રષ્ટિથી) મૂર્ખ બને છે. માટે મુખ બીડાય છે. અખંડ બ્રહ્માનંદ નિમગ્ન વસિષ્ઠ, જનક, શુકદેવ, સનત્કુમાર, ગુરૂદત્ત, વામદેવ, જ્ઞાનેશ્વર, વગેરે જેવાને તો સર્વ તરતજ લક્ષમાં આવે છે અને કેવા અધિકારી પરત્વે આ કથન છે, તે આશય તેમની સર્વજ્ઞત્વશક્તિથી સુજ્ઞાત હોય છેજ, તેથી તેઓની દ્રષ્ટિમાં દોષનો ભાસ થવા સંભવજ નથી.

સામાન્યરીતે (Generally) વિવેકી વાંચક સુજ્ઞ જનોને ખાસ લક્ષમાં રહેવા ઉપરોક્ત પ્રસ્તાવના લખવી પડી છે. હવે ઉક્ત દ્રષ્ટાંતનું શું તાત્પર્ય છે તે કહેવાય છે:—

તીર્થ યાત્રા કરનારને રસ્તે અનેક પ્રકારનાં—અનેક પ્રકૃતિનાં અનેક લોક પશુપક્ષી સાથે સંબંધ થાય છે. તેમાં કોઇ કયાંથી છુટાં પડે છે અને કોઇને છોડી આપણે કયાંથી છુટા પડીએ છીએ. પરસ્પર સ્નેહ બંધાય છે, તેથી છુટા પડતાં દુઃખ થાય છે, પરંતુ તેથી કંઇ જેને જ્યાં જવાનું હોય તે પડતું મુકી, અન્ય માર્ગે જતાં નથી. રેલ્વેની મુસાફરીમાં ડબ્બામાં અનેક જોડે સંબંધ થાય છે, થોડા વખતમાં ગમે તેટલો પ્રેમ થઇ જાય છે, છતાં જેનું જ્યાં ઉતરવાનું સ્ટેશન આવ્યું કે, આગળથીજ તે પોટલી સંકેલી હાથપર રાખી, ઉતરી પડેછે. સુરત ઉતરનાર કંઇ અમદાવાદ જશે નહીં, તેમ ભરૂચ જનાર કંઇ વલસાડ ઉતરે તેમ નથી. તેજ રીતે સ્ત્રી, પુત્રો, સગાં, સ્નેહી વગેરે ઋણાનુબંધ સંબંધથી આ ભવાટવિમાં શરીર યાત્રામાં અમુક અમુક જગેથી યથા સમયે આવી મળે છે. આપવું અને લેવું, એજ એ ઉદ્દેશ છે. તે કાર્ય પુરૂં થતાંજ વિયોગ સિદ્ધ છે. વિષયો તને છોડીને ચાલ્યા જશે, અથવા તો તું સર્વ વિષયોને છોડીને ચાલ્યો જશે, એ સિદ્ધ છે, તો પછી શોક કરવાથી શું ફળ સિદ્ધિ? શોક કરવો વ્યર્થજ છે, તો તે કર્તવ્ય નથીજ એ તાત્પર્ય છે.

બીજું તાત્પર્ય એ છે કે, વિદ્યાના મદથી તથા સદ્ગુરૂની આજ્ઞા નહિં માનવાથી પ્રાણ ખોવારૂપ અંતિમ દુઃખરૂપ ફળ થાયછે, તે સૂચવેછે. તેમજ, જે અદ્રષ્ટ સત્તાથી ભાવિ નક્કી થયલું હોયછે તે રીતેજ થાયછે, અને યોગાન્યોગ પણ તેને એટલે ભાવિને અનુકુળજ ચાલ્યા આવેછે. તેથી કલહ કરી, રાગ દ્વેષવશ થઇ અંતઃકરણને કલુષિત—મલીન કરી તપાવી દુઃખી થવું વ્યર્થજ છે, એ સૂચવે છે. વળી ખરા મહાત્મા—સાચા

જ્ઞાની–પૂરા પંડિત–વિશ્વવંદ્ય–પૂજ્ય મહાપુરૂષ કોને કહી શકાય છે, કે જેનાં ચિત્તમાંથી રાગ દ્વેષ ગયા હોયછે, સર્વનું હિત માત્ર ઇચ્છેછે, અપકાર કરનારના ઉપર પણ ઉપકાર કરેછે–અપકારને ઉપકારના રૂપમાં પલટાવી રૂપાંતર કરી બતાવી તેનું સુંદર સ્વરૂપ દર્શન કરાવી, અન્ય જનોનાં હૃદય ઉપર પણ, તે ખુલ્લો અપકાર (હાની) છતાં, પ્રત્યક્ષ ઉપકારજ છે, એવી છાપ પાડેછે. અને પોતે અખંડિત પ્રસન્નતા પોતામાં પ્રકટેલી રાખી, અન્ય સર્વ સંબંધમાં આવનારાં જનોનાં હૃદયમાં પ્રકટાવવા પ્રયત્નવાન રહેછે. ૐ.

૯૦—એક શેઠને ત્યાં રોજ બારણે દીવો મુકવામાં આવે. તે સુઇ જાય ત્યારે પણ રાત બધી બળતો રહે. તે શેઠની સામે એક ડોસી રહેતી હતી તે પેલા દીવામાંથી દીવેલ લાવી દીવો કરીને રેંટીઓ કાંતતી હતી. તે ડોસી મરી ગઈ ત્યારે તેજ શેઠને ત્યાં ભેંસ થઇ, તેનાં પાડી પાડા વગેરે ઘણાં છોકરાં થયાં. એક રાત્રીએ તે શેઠ શેઠાણી સુતાંછે તે વખતે પેલી ઘરડી ભેંસ પોતાની મોટી છોકરી–પાડીને કહેછે કે, દીકરી! મને આટલો પરિવાર થયો અને આટલાં વરસ થયાં પણ હજી હું શેઠનાં ઋણમાંથી નથી છુટી. એ વાત શેઠાણીએ સાંભળીને વિચાર્યું કે આટલી રાત્રે અહીં કોઇ છે નહીં, પણ આટલી ભેંસો છે તેમાંથી કોઇ બોલેલી લાગેછે. શેઠને ઉઠાડયા. ફરીથી પેલી ભેંસ તેજ રીતે બોલી. તેથી આશ્ચર્ય પામી શેઠ નીચે આવ્યા. દીવો લઇ ભેંસ પાસે ગયા. અને પુછ્યું કે, આ શું બોલી? ભેંસે પોતાની હકીકત (દીવેલ ચોરી લઇ દીવો કરી રેંટીઓ કાંત્યા કરતી તે) ન કહી, પણ બોલી કે અવસર આવશે ત્યારે કહીશ. હજુ તારાં ઋણમાંથી નથી છુટી: પણ તું જો એમ કહે, કે, જા, છુટી, તો છુટી જાઉં. શેઠ કહે, હા, જા, છુટી. એટલું શેઠે કહ્યું તેજ વખતે તે ભેંસ અને તેના પરંપરાથી થયલાં ૪૦–૫૦ સંતાનો બધાં ધડોધડ પડયાં અને મર્ણ પામ્યાં. ઋણ પતી ગયું પછી વાંધો રહ્યો નહીં. શેઠે આશ્ચર્ય પામી બીજે દહાડે બધાંને દટાવ્યાં. એક બહિર્વાસીએ પેલી ઘરડી ભેંસને કાઢી ચામડું કાઢી લીધું અને એક હાડકું લઇ ચાલ્યો. તે પેલા શેઠને ઝાંપે ભેરવતો ગયો. બીજે દહાડે તે શેઠને ત્યાં ૨૦–૨૫ ચોર આવ્યા. તેઓનું કંઇ ફાવ્યું નહીં, ત્યારે વાડામાં દાણા પડયા હતા તેના ગાંસડા બાંધી ચાલવા મંડયા. ત્યાં પેલું હાડકું બોલ્યું કે, રે ભાઇઓ! ચોર જુવેછે તો કોઇ દીઠું નહીં,

પણ પેલાં હાડકાં સમીપ આવી જુવેછે તો તેમાંથીજ ધ્વનિ (અવાજ) નિકળે છે કે, આ બધું લઇ જાવ છો તે ક્યારે છુટશો? જુવો, હું જરા જરા દીવેલ લેતી હતી તે ઋણ વાળવાને ભેંસ થઇ, આટલો બધો પરિવાર થયો, તે બધું પતી ગયું તોપણ આ હાડકું એને ઝાંપે કોણ જાણે શું બાકી રહ્યુંછે કે, પાછું આવી પડયું. ચોરો કહે, ખરી વાત છે યારો. તેથી તરત શેઠને બારણે જઇ બુમો પાડી. શેઠ કહે કોણછે? બોલ્યા કે ચોર છીએ. શેઠ કહે, ચોરને માટે કોઇ બારણું નહીં ઉઘાડે. ચોર કહે, ભલે. પણ તમારે ત્યાં કોઇ ભેંસ હતી ખરી? તેને તમે ઋણથી મુકત કરી "છુટી" એમ કહેતાંની સાથે બધાં ભેંસડાં પાડાં સાથે તે મરી પડી હતી ખરી કે! શેઠે કહ્યું, હા ભાઇ. ચોર કહે, તે ભેંસનું હાડકું તારે ઝાંપેછે, તેણે કહ્યું કે, હું ડોસી હતી, એની સામેજ રહેતી, અને એનું દીવેલ દીવામાંથી લાવી દીવો કરી રેંટીઓ કાંતતી હતી, એટલાં ઋણ માટે આટલું બધું કુટુંબ સાથે ભેંસ થઇ હતી; માટે તમે આ અનાજની ચોરી કરી ક્યારે છુટશો? શેઠ કહે, ખરી વાત, ભાઇ મને રાત્રે તે ભેંસે કહેલું કે, અવસર આવશે ત્યારે કહીશ. પણ મેં "છૂટી" કહેતાંની સાથે બધાં મરી પડયાં હતાં, તેજ કહેવાને, આ હાડકાંને નિમિત્તે અહીં ચોર સાથે વાત કરી મને આટલાં અનાજના નુકશાનથી બચાવ્યો. શેઠે ઉઠી બારણાં ઉઘાડયાં. તેવા બધા ચોરે ધડો-ધડ ગાંસડા છોડી આપ્યા, અને ચાલતા થયા. પછી શેઠ દીવો લઇ હાડકું જેવા ગયા, તો કાંઇ ન મળે. અને બધાં ભેંસડાંના ખાડા પાછા ખોદાવી જેયા તો ત્યાં કંઇ ન દીઠું; કેમકે ઋણ પુરૂં થયું.

તાત્પર્ય કે, હાલના મંદ બુદ્ધિ યુવકો વગેરેની માફક સુજ્ઞ જનોએ આ દૃષ્ટાંત વાંચી તર્ક વિતર્ક કરી તેમની પંક્તિમાં ભળવાનું પ્રયોજન નથી, પણ કેવા અધિકારીને ઉદ્દેશીને એ કથન છે તે ઉપર તર્ક કરી, એનું રહસ્ય લક્ષમાં લઇ, અન્ય અજ્ઞ લોકને એવાં ચોરીના કૃત્ય કરી અપરાધી (ગુન્હેગાર) થતા અટકાવી તેમનું હિત ઇચ્છવું, એજ તેવા મહાશયોનું તો કર્તવ્ય છે.

નીતિ પરત્વે આ દૃષ્ટાંત છે. જગતમાં ચોરી અને વ્યભિચાર એવા બે દુર્ગુણો ઘણા મોટા ગણાય છે. મૂઢ અને સ્વાર્થી લોકો વિષયોમાં અતિશય આસક્તિને લીધે, સંત અને શાસ્ત્ર પુરાણ ઇતિહાસો અનેક પ્રકારે, રૂપાંતરથી બહુ બહુ ઉપદેશ આપતાંજ રહ્યાંછે તે છતાં તે વાત,

કાને ધરતાજ નથી, તેવાઓને કેવી યુક્તિ ઉપાયથી સમજાવી નીતિને માર્ગે પાડવા, તે વિષે વિચાર કરી કરી જે યુક્તિ ઉપાયો, સંત અને શાસ્ત્ર ઇતિહાસકાર વગેરે વિદ્વાનોએ યોજેલા, તેમાંનો આ દ્રષ્ટાંતરૂપ એક ઉપાયજ છે. તેમની અગાધ બુદ્ધિની ચમત્કૃતિ છે–યુક્તિ છે. સમર્થ M. A. L. L. B., પ્રોફેસર છતાં, પોતાના ત્રણ ચાર વર્ષનો બાળક જો રોજ બારણે રવડી ધુળ કાંકરા કાદવ ખાતો હોય તો, તે પ્રોફેસર સાહેબ તેને પ્રથમ બહાર રવડતો અટકાવવા સારૂ એમ કહેશે કે, ભાઇ આપણાં બારણાંમાંજ બહુ ધુળ છે ત્યાં બેસીને ખૂબ ખાજે, પણ બહાર દૂર જતો નહીં. પછી યુક્તિથી તેને મીઠી માટી ઘરમાં બતાવી ઘરમાં રમતો કરેછે, પછી શાકેર, ચણા, એલચી, મમરા વગેરે આપતાં આપતાં તે ધૂળ કાંકરાની ટેવ સમુળગી ભુલાવે છે. તો કહો, કે તે પ્રોફેસર સાહેબે પ્રથમ બારણામાં બેસી ધુળ ખાવાનું કહ્યું, તેથી શું તે મૂર્ખ–અનઘડ–બેઅકલી છે કે ? ના. તેને મૂર્ખ કહેનારાજ મૂર્ખછે; કેમકે સમર્થ વિદ્વાનનો એમ કરાવવામાં શું હેતુછે તેને તે મૂઢ લોક સમજી શકતા નથી. એવા વિદ્વાન અને જગતનું કલ્યાણ ઇચ્છનારા, કોઇને કલેશ-દુઃખ નહીં થાય, પોતાનાં અંતરમાં કલેશ–ક્રોધને અવકાશ ન મળે, અને બાળક બુદ્ધિ જેવા બાળકો સરળ નીતિ ન્યાયના સરીયામ રસ્તે ચઢી સુખે ચાલ્યા જાય, એવા વિચારના હોવાથી, તદનુકુળ યુક્તિ–ઉપાય યોજી, કોઇપણ કલેશના લેશ વગર, તેને સુખી કરવા પ્રયત્ન કરતા રહેછે. તેથી તે વગર અક્કલના છે, એમ જો કોઇ કહેવા સાહસ કરે, તો જરૂર તે કહેનાર મૂઢ–મૂર્ખ અથવા મિથ્યાભિમાની મંદધી છે, એમ કયો વિદ્વાન અને બુદ્ધિમાન નહીં માનશે ? !

બીજી રીતે—ઉચ્ચ દ્રષ્ટિથી કોઇ વિદ્વાન એમ પણ કહેછે કે, આ અનંત અપાર અનાદિ એવા માયાના પ્રદેશમાં આશ્ચર્ય જેવું કશુંજ નથી. ભેંસ અને હાડકું બોલ્યું, એમાં તો શૂં ભારે વાત છે, પણ એથી તુચ્છ અલ્પ પદાર્થોમાંથી મોટા આશ્ચર્યકારક બનાવો બનેલાનું ઘણા ઇતિહાસાદિમાં સુપ્રસિદ્ધ છે. **अघटित घटनापटीयसि** જ્યાં કંઇ સંભવી શકેજ નહીં, ત્યાં તે ઘટાવી–કંઇનું કંઇ કરી બતાવે એવી ચતુર શિરોમણિ માયાના પ્રદેશમાં " આ વાત એમ બનેજ નહીં " એમ બોલી ઉઠવાનું સાહસ કરવાની રખે કોઇ સુજ્ઞ વિદ્વાન ભુલ કરતા. પણ રસ ચુંસી–તાત્પર્ય–હેતુ સમજી મુખમુદ્રાથી પ્રસન્નતાનુંજ ભાન કરાવશો. અસ્તુ. ૐ

૯૧—એક રાજાએ મહારમણિક અને દૈવી વાણીથી જનસમુદાયને પ્રસન્નતા પ્રકટાવે એવો પોપટ પાળેલો હતો. તેણે એક પ્રસંગે રાજાને પ્રાર્થના કરી કે, હે રાજન્! હમારી ન્યાતમાં લગ્ન છે, માટે ત્રણ દિવસની મને રજા આપો. રાજા કહે, માણસનો વિશ્વાસ નહિં, તો પછી પક્ષીનો કેમ કરાય! તો પણ તું બહુ કરગરે છે તો તારી લાયકી ઉપર નજર રાખી રજા આપું છું. રજા મળવાથી પાંજરામાંથી છુટીને ગયો. એક શેઠને ત્યાં પોપટ હતો તે આ પોપટનો મિત્ર હોવાથી તેને મળ્યો. તે પોપટ પોતાની સુખાકારી જણાવતાં કહેછે કે, હું શેઠના બાગમાં રહુંછું અને સુખી છું. રાજાનો પોપટ કહે, હું પણ સુખી છું. બીજે દહાડે શેઠના બાગમાંથી તે શેઠના પોપટે એક ફળ લાવી મિત્રને આપ્યું. તે લઇ ત્રીજે દહાડે રાજા પાસે આવી બેઠો. રાજા પ્રસન્ન થયો અને વચનનો સાચો જોઇ ધન્યવાદ આપ્યો. અને પુછયું કે, મારે માટે કાંઇ નવાઈ લાવ્યો છે? પોપટે તરત પેલું ફળ રજુ કીધું, અને કહ્યું કે, આ ફળ ખાવાથી આંધળો હોય તે દેખતો થાય, અને વૃદ્ધ હોય તે જુવાન થાય. રાજાએ વિચાર્યું કે, હું એકલો ખાઇશ તો હું એકલોજ જુવાન થઇશ, તે શું કામનું; બધા સુખી થવા જોઇએ. એમ વિચાર કરી તે ફળને વાડીમાં વાવી દેવા હુકમ કીધો. તે વાવવાથી ઝાડ થયું. તેના ફળ નીચે પડે તેજ લેવાં, એમ હુકમ ચાકરોને આપી દીધો. જયારે ફળ આવ્યાં ત્યારે એક મળસ્કે પેહેલુંજ એક ફળ નીચે પડયું, ત્યાં કોઇ સર્પે તેને ડસ્યું. તે ફળ સવારે ચાકરે લઇ જઇ રાજાને આપ્યું. રાજાએ ખાત્રી કરી જોવા એક ડોસીને ખવાડયું, એવા હેતુથી કે, જો જુવાન થશે તો ઠીક, અને મરી જશે તો આપણને પોપટે ઠગ્યા. ડોસીતો ફળ ખાઇને મરી ગઇ. રાજા સમજયો કે, હું પણ મરી જતે. તેથી ક્રોધના ખૂબ આવેશમાં આવી જઇ પોપટને લઇ ચીરી નાખ્યો. આ બનાવ થવાથી તે ઝાડને કોઇ અડકે નહીં. ઘણા દિવસ ગયા. ગામમાં એક ડોસી અને ડોસો હતાં, તે બેહુ આંધળાં હતાં અને છોકરાઓ કંઇ તેની બરાબર બરદાસ ચાકરી કરે નહીં, તેથી દુઃખી હતાં. માટે મરવાને વિચાર કીધો. પેલું ફળ ખાવાથી ડોસી મરી ગયલી તેથી તે ખાવું એમ ધારી રાત્રે અટકળે અટકળે બેહુ આવ્યાં. તે ઝાડ પાસે તો કોઇ જાય નહીં, તેથી ફળ પડેલાં તેમાંથી એક ફળ ડોસીએ લીધું અને ખાધું. ડોસો કહે, તુંતો પેહેલી મર, પછી આ ફળ હું ખાઇ મરૂં છું. ડોસીતો તરત જુવાન બની ગઇ અને દેખતી થઇ. તે ઉત્સાહના

ઉમળકાથી બોલી ઉઠી કે, અરે શું જુવો! હું તો દેખતી થઇ અને જુવા બની. તમે જલદી ખાઇ જાવ. ડોસાએ પણ ખાધું, તેથી તે પણ જુવા દેખતો થઇ રહ્યો. બેહુ જણાએતો સો સવાસો ફળ એકઠાં કરી ખોળ ભરી ચાલ્યાં. છોકરાં આશ્ચર્ય પામ્યાં. સવારમાં ડોસીના છોકરાએ રાજ પાસે ફળ લઇ જઇ બધી બીના કહી, તેથી રાજાએ તે ફળ ખાધું તરત જુવાન થઇ રહ્યો. તે જોઇ રાજાને બેહદ પસ્તાવો થયો, કે અરેરે મેં પોપટને વ્યર્થ મારી નાખ્યો. અરે મને ધિઃકાર છે. મેં ધૈર્ય રાખતાં વિચાર કીધા વગરજ નિર્દોષ અને ઉપકાર કરનાર પોપટને માર્યો પણ હવે શું કરે. પસ્તાવો કરે તેથી કંઇ પોપટ ગયો તે હવે હાથ આવે તેમ નહતું. પશ્ચાત્તાપ કરી વિચાર કીધો કે, હવે મારી પ્રજામ કોઇ વૃદ્ધ નહીં રહે, પણ જુવાન રહે; અને આંધળું કોઇ ન રહે, તેથ તે ફળો આવે તેને પરોપકારમાં ઉપયોગ કરવા માંડયો, તેની કીતિ દેશાંતર ફેલાઇ. તેથી ઘણાં દુઃખી લોકો બહારથી આવી ને લાભ લા સુખી થયાં.

તાત્પર્ય કે, ક્રોધ છે તે એવો પ્રબળ શત્રુ છે કે, તેને વશ થનારને વિવેક અને વિચાર અથવા ભાન બધું જતું રહેછે, અને નહીં કરવા કરી નાંખેછે.

**काम एष क्रोध एष रजोगुण समुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥**

ગમે તેવું પ્રતિકુળ થતું નજરે જણાય, કાને સંભળાય, તેવે પ્રસં નક જોઇ ક્રોધરૂપ શત્રુ ઘેરો ઘાલી આપણને ફસાવી મારવા આવે વખતે ખૂબ સાવધ રહી ક્ષમારૂપ ખડગ પકડી તે શત્રુને મારી કાઢ નિરાંતે વિવેક અને ધૈર્ય સાથે સુદૃઢ મૈત્રી કરી તેઓને પાસે રાખી વિચા કરી વર્તવું, કે પાછળથી પસ્તાવો થવા વખત ન આવે.

માત્ર સાંભળીને અથવા જોઇને પણ ઉતાવળ કરી ક્રોધને વ બની વિચાર કીધા શિવાય, નહિં કરવાનાં સાહસ કરવાથી કેવાં અ કેટલાં ભયંકર પરિણામો સહન કરાયા વિષેનાં અનેક ઉદાહરણો રામાયણ ભારત, વગેરે ઉત્તમ ગ્રંથોમાં સુપ્રસિદ્ધ છે.

**मातृवत परदाराणि परद्रव्याणि लोष्टवत् ।**
**आत्मवत् सर्व भूतानि यः पश्यति सपंडितः ॥**

૯૨—એક ગૃહસ્થ મહાશયનાં ઘરમાં ભોજનશાળાનાં સર્વ કર્તવ્યથી પરવારીને સાસુવહુ પ્રસન્ન ચિત્તે બેઠાં છે તે વખતે, સારાં કુળવાન કુટુંબમાં કેવી રીતે વસવાથી સુકીર્તિ મેળવાય છે, ગૃહકાર્ય કેવી રીતે કરવાં, પતિ અને સાસુ સસરાની શ્રદ્ધા પ્રેમપૂર્વક શી રીતે સેવા પરાયણ રહેવું, પતિનેજ ઇશ્વર જાણી, શુદ્ધ પ્રેમથી બેહુ મળીને એકજ અંગ કહેવાય છે માટે તે પ્રભુમાં પોતાનું મિથ્યાભિમાન વેહેવડાવી દઇ, નદી જેમ સમુદ્રમાં મળી અભેદ ભાવને પામે છે તેમ અભેદ બની રહેવું, વગેરે ઉત્તમ વિષયો સંબંધમાં, સાસુજીરૂપ પૂજ્ય માતા પોતાની પુત્ર-વધુ રૂપ પુત્રીને શિખામણ આપેછે. અને યથાયોગ્ય કહેવાનું તે કહી રહ્યા પછી જ્યારે વહુને પુછ્યું કે, કહો બેટા! આ અમૂલ્ય શિખામણ કર્તવ્યક્રમ મેં આટલો વખત રોકી મારો ઘાંટો તોડી વાણીનો ખર્ચ કરી તમને કહ્યો તે તમારી ધ્યાનમાં સારી રીતે આવ્યો—તમને સમજાયું કે નહીં? તે વખતે વહુજી મહારાજ બહાદુરીથી બોલ્યાં કે, હા, સાસુજી આ થાંભલા ઉપર અત્યાર સુધીમાં ૯૯૯ કીડી થઇ. તમે પુછ્યું તે વખતથી તમને જવાબ દેવાને મારૂં ધ્યાન પલટાયું ત્યારથી ગણાઇ નથી. સાસુએ કપાળે હાથ મુકી કહ્યું કે, વાહ વાહ! ધન્ય છે. કીડીજ ગણ્યા કરી! હું અત્યાર સુધી વ્રથાજ કાળક્ષેપ કરી બકી થાકી.

તાત્પર્ય કે, વિવેકબુદ્ધિ, વિહ્વળવૃત્તિ વહુને શિખામણ—ઉપદેશ આપેછે. અથવા દૈવી સંપત્તિવાળા અગાધ બુદ્ધિશાળી વ્યાસ, વસિષ્ઠ, કૃષ્ણ, રામ, યાજ્ઞવલ્કય, શંકરાચાર્ય, સનત્કુમાર વગેરે ઋષિમુનિઓ પોતાની નિર્મળ અને શ્રેષ્ઠ બ્રહ્મ વિદ્યાવાળી બુદ્ધિથી, આ જગતના પામર, વિષયી અને મુમુક્ષુઓ, જેઓની વૃત્તિ આ સંસારના ભોગ વિલાસમાં મોહ પામી ફસાઇ રહેવાથી, વારંવાર જન્મ મર્ણના પ્રવાહમાં તણાતા રહી દુઃખી થાય છે, તેઓને તારવાને—ભવપાર જઇ સુખી થાય એવા હેતુથી, વેદના ત્રણ કાંડથી એટલે કર્મઉપાસના અને જ્ઞાનનો જેમાં ઉપદેશ કરેલો છે એવા વિભાગોને ક્રમ પૂર્વક, ફલાસક્તિ છોડી કર્તૃત્વા-ભિમાન રહિત પરમેશ્વર પ્રીત્યર્થ કર્મ કરવાનો, પછી ચિત્તની એકાગ્રતા કરવા ધારણા, ધ્યાન, સમાધિ, સંયમ, જપ, તપ, યજ્ઞ, પૂજા વગેરે ઉપાસના કરવાનો, અને છેવટે તે પરમ પુરૂષ પ્રભુમાં અભેદ ભાવે વૃત્તિનું વૃત્તિત્વ ઓગાળી દઇ, તે વરરૂપ એટલે પતિરૂપ—પરમાત્મ સ્વરૂપે થઇ રહેવાનો, ઉપદેશ કરેછે. તેજ અત્રે ગુરૂમુખે—સંત મહાત્મા સુજ્ઞ પુરૂષવરોનાં મુખે શ્રવણ કરાય છે, તે વખતે વિહ્વળવૃત્તિ, આ સંસારનાજ વિષયો—

પ્રાણી પદાર્થોનું સ્મરણ ચિંતન કર્યા કરે અને ચિત્તભૂમિપર તે ઉપદેશ વાક્યને આવવાજ નહીં દે, તો પછી ઉપદેશ કર્તાના અને વેદશાસ્ત્રના તિરસ્કાર સહિત તેમની ગાળ ખાય તેમાં આશ્ચર્ય નથીજ.

૯૩—એક રાજા હતો. તેના વજીરની સ્ત્રી ઘણીજ ખુબસુરત અને કોમલાંગી હતી. તે રાજાના હજામે એક પ્રસંગે (પડદામાં રહી) તે સ્ત્રીના નખ લીધા. અને તરત તે નખ ગળી ગયા. તે ઉપરથી હજામે આવી કોમલાંગી સુંદર સ્ત્રી વિષે રાજાના આગળ વખાણ કરતાં કહ્યું કે, અહો સાહેબ, શું તે સ્ત્રીને વખાણું! તે વિના રાજ ધુળ. રાજા કહે, ઠીક છે, લાવીએ. હજામે કહ્યું, વજીર સાહેબને પરદેશ મોકલો. રાજાએ કાંઇ કામ કાઢી વજીરને પરદેશ મોકલ્યો. અને બીજે દહાડે રાજાએ કહેવાડયું કે આજે રાજા સાહેબ તમારે ત્યાં જમવા આવનાર છે. સ્ત્રી એકલી હતી, પણ બહુ ચતુર, પતિવ્રતા, સુશિલા, સાધ્વી હતી. તે કહે, બહુ સારૂં. વાણોતરની સ્ત્રી તે શેઠની પુત્રી તુલ્ય છે, તેથી પુત્રીને ત્યાં પિતા આવશે તો ઉત્સવ જેવું છે. સ્ત્રીએ તો ૩૨ ભોજન, ૩૬ શાક, ખાટાં ખારાં વઘાર્યાં. રાયતાં, પાપડ, અથાણા, અને પકવાન્ન વગેરે બનાવ્યું. ચાર તરેહનો ભાત રાંધ્યો. એકમાં કસ્તુરી, એકમાં કેશર, એકમાં ગુલાબ, એકમાં તુલસીનું પાણી–રસ; તે ચારેમાં શાકર, એલચી, બદામ, ઘૃત વગેરે નાખ્યું હતું. રાજા જમવા આવ્યા. ત્યાં સુવર્ણનો પાટલો માંડયો તે પર બેસાડયા. સુવર્ણની થાળ, વાડકા વગેરે પાત્ર મુકી શાકભાજી પીરસ્યા પછી તે સ્ત્રીએ એક ઓરડામાં જઇ કાળું કીંમતી સુંદર વસ્ત્ર પહેરી કસ્તુરીવાળો ભાત મુકી ગઇ. પછી બીજા ઓરડામાં જઇ કેશરીઆ સાડી પેહેરી કેશરીઆ ભાત મુકી ગઇ. પછી ત્રીજા ઓરડામાં જઇ પોપટીઆ સાળુ પેહેરીને તેવા રંગનો ભાત મુકી ગઇ. પછી ચોથામાં જઇને ગુલાબી સાડી પેહેરી ગુલાબી ભાત મુકી ગઇ. આ ઠાઠ જોઇને રાજાએ પુછયું કે, વજીરને કેટલી સ્ત્રીઓ છે? એટલે તો પેલી સ્ત્રી પાછી પૂર્વના વેશમાં હતી તેવી બનીને આવી રાજાને પીરસ્યું, અને રાજાએ પુનઃ તેવોજ પ્રશ્ન કરતાં બોલી કે, પિતાજી! સ્ત્રીતો હું એકજ છું, પણ રૂપ–વેશ જુદા જુદા છે. તેજ પ્રકારે આ ભાત પણ એકજ છે. ગળપણનો અને ચોખાનો સ્વાદ પણ એક સરખોજ છે, પણ રંગની ભિન્નતાથી ભ્રમ થાય છે. તેજ નિયમે વર્ણાશ્રમના ભેદથી ભિન્નતા મનાય છે, પણ ભૌતિક શરીરો અને આત્મામાં ભેદ નથી–તેતો એકજ છે. રાજા તરત સમજી ગયો કે ધન્ય છે. સ્ત્રીના સ્વરૂપ (ભૌતિક શરીરો) જુદાં જુદાં છે, પરંતુ

વિષય સુખમાં લેશ માત્ર પણ ભેદ નથી. અહો! મને આ ઉપદેશથી ભાન આવ્યું. અરે! મારી મહત્તા જળવાઇ, ઇશ્વરનો ગુન્હેગાર થતાં બચ્યો, અને વિવેક જોવાથી અંતઃપર પણ હું ભ્રષ્ટ થતો તેમજ અનીતિને માર્ગે જતાં અટક્યો.

રાજા જમી ઉઠી તે સ્ત્રીને પગે લાગી ક્ષમા માગી બોલ્યો કે, બ્હેન! તમે મારાં ગુરૂ છો. હું તમારા ઉપદેશથી કૃતાર્થ થયો છું. પિતા તરીકેજ તમારે ભલે મને માનીને રહેવું હશે તો તમારા તે વિવેકને ધન્યવાદ છે; પણ હું તો તમને મારાં ગુરૂરૂપે જાણી, પ્રણામ અર્પિ, આ ક્ષણે તો રાજસભામાં જવા આજ્ઞા ઇચ્છું છું. તે સાંભળી વિવેકપૂર્વક શાંતિથી પ્રાર્થના કરતાં ફૂલ, તાંબુલાદિ આપી વિદાય કીધા.

તાત્પર્ય કે, સ્ત્રીઓને શિક્ષણ હાલ અપાય છે તેને સર્વાંશે તો અયોગ્ય કહેવા સાહસ કરી શકાય તેમ નથી, પણ જે ખામી હોવાનું ઘણા વિદ્વાન શિષ્ટ મહાશયોથી કહેવામાં આવેછે, તે આવી સદ્દબુદ્ધિથી પાતિવ્રત્ય જાળવી અન્ય દુર્બુદ્ધિવાળાને પણ ઉત્તમ શીક્ષણ મળે એવી સમયાનુસાર વિવેક સહિત યુકિત શિખી, સિંહણવત નિર્ભય રહી, આ ભવાટવિ પ્રવાસમાં સદ્દગુરૂ પરમાત્મ સ્વરૂપે રત થઇ, પતિને તે પ્રભુમય જાણી તેની સુશ્રૂષામાં સવિનય સપ્રેમ સતત્ લાગ્યાં રહીને પોતાનું સ્ત્રીત્વનું ભાન ભુલી, પ્રભુમય થઇ, પ્રવાસનો શેષ આયુષ્ય રૂપ માર્ગ કાપ્યા જવાનું છે.

સીતાજી જયારે અશોક વાટિકામાં વિરાજતાં હતાં ત્યારે મારૂતી વગેરેથી ખબર મળી કે પ્રભુ રામચંદ્ર અહર્નિશ આપનું (સીતાનુંજ) ચિંતવન કરી રહ્યાછે. તે વખતે સીતાએ વિચાર્યું કે, જે જેનું ચિંતવન સતત્ કર્યા કરેછે તે તદ્રૂપ બની જાયછે. મારા પ્રભુ મારૂં ચિંતવન કર્યા કરવાથી રખે હું સીતારૂપ થઇ જાઉં, અને હું અખંડ રામનાંજ ચિંતવનમાંજ સંલગ્ન રહેતી હોવાથી રામરૂપ થઇ જઇશ, તો કેમ થશે—અરે શું કૃજેતી! તાત્પર્ય કે એવી રીતે સ્ત્રીએ શુદ્ધ ભાવથી પતિ પરાયણ રહી તન્મય થઈ રહી, વિવેક અને બુદ્ધિ પ્રભાવ વધારી વ્યવહારનો માર્ગ પસાર કર્યા જવાનું છે. અને તે સંબંધી સમર્થ સુજ્ઞ નિર્વિકાર વિદ્વાન શિક્ષકદ્વારા શિક્ષણ મળવાની જરૂર છે. જેથી નિર્વિકાર બુદ્ધિ થઇ વિવેકપૂર્વક પોતાનું પત્તિવ્રત નિર્વિઘ્ને જાળવી રાખી પતિ સહિત

પોતે સુખનો અનુભવ કરતી હુઇ, અન્ય જગજ્જનોને દ્રષ્ટાંતરૂપ થઇ પડવા સંભવ છે.

૯૪—કલ્પવૃક્ષ (આંબા) ને લોકો ઢેફાં મારેછે, તેનાં થડમાં લોકો પિશાબ ઝાડો કરેછે, તેનાં પાંત્રાં, મોર, ડાળીઓ, વગેરે તોડી કાઢેછે, વગેરે અનેક રીતે ઉપદ્રવ કરેછે તોપણુ તેને રાગ દ્વેષ હોતો નથી. પાણી ખાતર સિંચનાર રક્ષકને જે રીતે તે મધુર સુંદર અમૃતફળ આપેછે, તેજ રીતે દુઃખ દેનારને પણુ તેવાંજ અમૃતફળ આપેછે. નદી પણુ રાગ દ્વેષ રહિત હોવાથી શત્રુ મિત્રભાવ રાખ્યા વગર સર્વની તૃષા શાંત કરેછે. એવાંજ લક્ષણુ જે પુરૂષ અથવા સ્ત્રીમાં હોયછે તેને સાધુની પદ્વિ અપાયછે. એવા સાધુજનો ઉપદેશ કરેછે કે, મુખ કમળ છે તે રામ ભજન કરવા માટેછે; નિંદા કરવાને અને ષડ્રસના સ્વાદ લેવાનેજ નથી. મહાવીર ભગવાન મારૂતી જિવ્હાને કહેછે કે, હે જિવ્હે! મરણુ વખતે તું રામનું ભજન કર્યા કરે, એવી લાલચથી તને દૂધ, દહીં, ઘી, ફળ અન્ન, શર્કરા વગેરે આપ્યા કરૂંછું, તે ભુલી જઇશ નહીં. વળી એક મહાત્મા કહેછે કે, હે જિવ્હે! તું માતા છે. કેમકે, માતા જેમ દળી ભચડી ખાંડીને છોકરાંનું પુરૂં કરેછે, તેમ તું મુખમાંનું ચાવી છુંદી નાખવાનો શ્રમ કરી હમારી તુષ્ટિ પુષ્ટિ કરેછે. માટે હે માતા! મેં તને ઉદર પોશણુ માટે ખલ આગળ પણુ નચાવી—અર્થાત્ હલકાને પણુ વડાઇ આપી, તે એટલે બધે સુધીની મહત્તા આપી કે, તમે તો મોટા કરણુરાજા જેવા છો, ઇત્યાદિ. એ રીતે મેં તને બહુ નચવી તે તું હમને ક્ષમા કર, અને હરિ ગુણુ ગા, કે તારાં પાપ બળી જાય. કેમકે હમે સારી રીતે જાણીએ છીએ કે કોટી કોટી દ્રવ્ય ખરચતાં છતાં એક ક્ષણુ જેટલું પણુ આયુષ્ય મળી શકતું નથી, માટે જલદી સાવધાન થઇને સંસારની કુથલી કરવી છોડી દઇ, સર્વાંતર્યામિ શ્રીરામ ભજન કર્યા કરી કૃતાર્થ થા. "આવેગો કાળ, પકડ લેગો તત્કાળ" એ સંતનો ઉપદેશ સાંભળી ચેતી જા, અને સાવધાન થઇ રામ ભજનમાં નિમગ્ન થા. એથીજ તારૂં જીભપણું ટળી જઇ તે સાથે જીવપણું પણુ જતાં શિવપણું અપરોક્ષ થવાથી ભવબંધથી છુટશે.

૯૫—મનુષ્યો વિષયોને માટે શ્વાનવત્ ભટકી તફડી મરેછે, તે વૃથા ફાંફાંજ મારેછે. જેમ ગજવાંમાં રૂ. ૨) ફકત છે અને બજારમાં ગયા ત્યાં શાલજોટા, હીરા મોતીના અલંકાર, ઘોડા, બળદ, ચાંદી સુવર્ણનાં પાત્રો વગેરે ઘણુંએ પડેલું જુવેછે, પણુ પાસે તો બે રૂપીઆજ છે તે

ગમે તેટલાં ફાંફાં મારી તરફડયા કરશે તેથી શૂં વળે?! તે બધું કદી ખરીદી શકાય તેમ નથીજ. તેમ, આયુષ્ય તો અલ્પ છે તેમાં પણ, અશ્વત્થ એટલે કાલે સ્થિર રહે તેવું નથી એવાં સંસારવૃક્ષપર આવી બેઠાછે, ત્યાં એવી મોટી આશા તૃષ્ણાવાળાં કામ આરંભેછે કે તે, અનેક જન્મે પણ પુરાં થાય તેમ નથી; તો એનું નામ તરફડીયાં-ફાંફાં નહિં તો બીજું શું કહીએ! માટે સુજ્ઞ લોકો! સાવધ થાવ, જાગ્રત થાવ, નિદ્રા ત્યાગો. એ રીતે જગાડીને પરમાત્મ પરાયણ વૃત્તિ કરવા મહાપુરૂષો વારંવાર ડિંડિમ વગાડી રહ્યાછે.

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ:
અવસર બીતી જાયગો, ફેર કરેગો કબ?!!

૯૬—કેટલાએક કહેછે કે, હમારા બાપ દાદા કરતા આવ્યા તેમ કરીએ, કેટલાક કહેછે કે, આપણે કથા પુરાણ કે સાધુ સંગ કેવો-આપણાં કુળને એબ લાગે; વાહ! ખૂબ કરી! એવા ગાડર પંક્તિના આસુરી જનોને ઉદ્દેશીને આચાર્યવર મહાત્મા દ્રષ્ટાંત આપેછે કે:—એક અગ્નિહોત્રી વૃદ્ધ બ્રાહ્મણ હોમ કરવા બેસે ત્યારે વૃદ્ધાવસ્થાના સબબથી કાછડી નિકળી જાય. તેનો પુત્ર જાણતો હતો કે વૈદિક હોમ સંધ્યા વંદન વગેરે કર્મ કરતાં ધોત્યું ચારે છેડે એટલે કાછડી પણ બરાબર ખોસીને બેસવું. તે છતાં તે ડોસો મુવા પછી પોતે અગ્નિહોત્ર લઇ હોમ કરવા બેસતો ત્યારે કાછડી કાઢીને બેસતો. તે એવું સમજીને કે, મારા બાપ કાછડી કાઢીને બેસતા તેથી બાપ કરતા તેમ મારે પણ કરવું જોઇએ. પરંતુ તે મૂર્ખ જાણતો નથી કે, તે તો વૃદ્ધ હતા તેથી તેમ થવા સંભવ છે. એમ હેતુ-કારણ સમજ્યા વગર ગાડરીઆ પ્રવાહે ચાલનાર કેવી ભારે ભુલ કરેછે તે ધ્યાનમાં આવતું નથી.

એક મીજલસમાં ગામડાંના મોટા પટેલનો છોકરો બેઠેલો. ત્યાં બધાને અત્તરનાં પુમડાં વ્હેંચવામાં આવ્યાં. બીજા બધાએ તો તેને સુંઘીને કાનમાં ખોસ્યું, પણ આ પટેલવીરે તો ચુંસી ખાધું. તે જોઇ એક જણે તેના બાપને કહ્યું કે, તમે છોકરાને કંઇજ કેળવ્યો નથી. બાપ કહે, શૂં થયું? ત્યારે કહ્યું કે, અત્તરનું પુમડું ચુંસી ગયો (સભા મધ્યમાં). બાપ તે પુત્ર સામું જોઇ બોલ્યા કે, અરે ગાંડા! એટલું નહોતો જાણતો કે, એતો રોટલાપર ચોપડી ખવાય! હું પાસે નહીં હતો, હોતે તો કહેતે. આવીજ રીતે અક્કલ વગરના મિથ્યાભિમાની લોક

આંખમાં આંજવાનું કાજળ ગુદાપર ઘસવા જેવું કરેછે તેથી વિદ્વાનોમાં હાસ્યને પાત્ર થાયછે તે સાથે નિરસ્કાર પામેછે. તેવું જોઇ કોઇભક્ત બોલી ઉઠેલા કે,—

દુર્મતીઆં ડાહ્યાં થઇ આવે, શાણાં થઇ સમજાવેરે;
આપણાં કુળમાં કોઇએ ન કીધું, તે આપણ કેમ ફાવરે. વગેરે.

તાત્પર્ય કે, જીવતાં સુધી સત્સંગ કરવાનું કે કથા પુરાણ સાંભળતાં નહીં ફાવે, આબરૂ જાય, પણ કાળ આવી ઝપટી પાડશે ત્યારે બધું છોડી ચાલ્યા જતાં ફાવશે કેમકે તે તો કુળમાં બધાંએ કરેલું. વાહ! ધન્ય! આફરીન છે! આથી વળી બીજી મોટી બહાદુરી કેવી હોય!

તાત્પર્ય કે, આવા મિથ્યાભિમાની અને વગર સમજે જુનું એક લાકડુંજ પકડીને અટકી બેસનાર આગળ વધી શક્તા નથી. અને ભ્રમ કૂપનાં વમળમાં ચક્રી ફર્યા કરે છે, એટલે મૃત્યુ વશ થાય છે, ને પાછા જન્મે છે. તેથી તેની જન્મપરંપરાનો છેડો આવતો નથી. પણ અભિમાન છોડી નમ્ર ભાવે ગુરૂ, ઇશ્વરને શર્ણ જાય છે અને સત્સંગ સેવી, નિષ્કામ કર્મથી અંતઃશુદ્ધિ કરી મળ દોષ બાળી નાખી, ચિત્તની એકાગ્રતા સિદ્ધ કરવા ઉપાસનાદ્વારા વિક્ષેપ દોષ હઠાવી દેછે, ત્યારે માત્ર આવર્ણ દોષ રહેછે. તે કાઢવા વિવેક, વૈરાગ્યાદિ, ચતુષ્ટય સાધન સંપન્ન થઇ સદ્ગુરૂ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠને શોધી તેમને શર્ણ થઇ સેવા કરી પ્રસન્ન કરેછે ત્યારે અધિકારી જાણીને **તત્વમસ્યાદિ** મહા વાક્યના ઉપદેશદ્વારા તેનું અજ્ઞાન આવર્ણ ખસેડી નાખી અપરોક્ષ કરાવેછે; અર્થાત્ જ્ઞાનથી આવર્ણ દોષ દૂર થતાં બ્રહ્માત્મૈકયનો અનુભવ થઇ, કર્તવ્ય માત્રની સમાપ્તિ થવાથી, સમ શાંત સચ્ચિદાનંદ શિવપદે સ્થિત થાય છે.

૯૭—અમદાવાદ નજીક એક ગામનો પટેલ, તેના ઓળખીતા એક શેઠને ત્યાં લગ્નમાં અમદાવાદમાં આવ્યો. શેઠનું ઘર ખોળા પોળમાં હતું. ઘણા દિવસપર સાંભળેલું તેથી વિભ્રમને લીધે ગોળ પોળ પુછતો ચાલ્યો, પણ તે કોણ કહી શકે! પરંતુ રખડતાં રખડતાં શેઠને ત્યાં ન્યાત જમતી હતી ત્યાં નાકે આવી પહોંચ્યો. ત્યાં રહી પુછ્યું કે, ગોળ પોળ આજ કે? લોક કહે, ના—એ ખોળા પોળ. પટેલ કહે, ઓહો! તેમાં શું! તે સૌ એકજ. શેઠના એક છોકરાએ તેને ઓળખીને બોલાવ્યા, અને ભજીઆંની ટોપલી ભરીને આપી કે લો ચાખો. પટેલતો તેને લઇને

ઘેર આવ્યા. ગામમાં એ બે ભજીઆં વ્હેંચ્યાં. જ્યારે શેઠને ત્યાંથી ઢાંકો (ગેભર ખાજાંનો) આવ્યો ત્યારે શેઠે પુછ્યું કે, કેમ ચાલ્યા ગયા. ગેભર બેભર કેમ ચાખ્યું નહીં? પટેલ કહે, અરે શેઠ! ગેભર બહુ લાવેલો, ને બે બે ગેભર તો મોહોલામાં વ્હેંચ્યાં. શેઠને તો ફાળજ પડી કે, આ પટલાએતો બધું લુટાવ્યું કે શું! પછી પુછ્યું કે, તે ગેભર કેવાં લાગતાં હતાં. પટેલ કહે, ખારાં, તીખાં, ને માંહે તેલની પચકડી. શેઠનો જીવ ઠામ બેઠો, જાણ્યું કે ભજીઆં. પછી ગેભર આપ્યું કે, લો, આ ચાખો. પટેલ! તેતો ભજીઆં, હોં. અને આનું નામ તે ગેભર. ત્યારે પટેલે જાણ્યું કે, ગેભર તે, તે નહિં, પણ આ ચાખ્યું તે ગેભર—ગળ્યું છે.

તાત્પર્ય કે, સત્સમાગમ કરીને બ્રહ્માનંદ રસ—અનુભવામૃત જેણે ચાખી જાણ્યું નથી, તે સંસારના વિષય સુખનેજ અમૃત જાણેછે. અને તેમાંજ મગ્ન રહી સમજેછે કે, આ મારી સ્ત્રી, પુત્રો, ધન, ધામ વગેરે છે તેજ મારૂં સર્વસ્વ હિતકર, પુષ્ટિ તુષ્ટિકર, સુખકર અને મોક્ષરૂપ છે. પણ સદ્‌ગુરૂ કૃપા થવાથી જ્યારે સત્યજ્ઞાનરૂપ અમૃત ચાખવા મળેછે ત્યારે વિષયનો મોહ જતો રહી, તે સુખપ્રદ અમૃતમાં પ્રીતિ થાય છે.

૯૮—ભગવતસ્મરણ કરતાં અથવા ઓમ્, હરિ, રામ, કૃષ્ણ, ગોવિન્દ, શિવ, નારાયણ, હર ઓમ્, હરિઃઓમ્, હરેરામ, હરેકૃષ્ણ, એવાં ભગવન્નામ મોટેથી બોલતાં મુખ દુખેછે, અને ચિત્તની એકાગ્રતા જાળવી રાખવા એટલે રાજસ, તામસ સંસારના પાપરૂપ સંસ્કારો ચિત્તમાં સ્ફુરી ઉઠતા અટકાવવા સારૂ, તે નામોચ્ચાર વખતે તાળી પાડવાનું કોઇ વિદ્વાન, મહાત્મા, પૂજ્યજન કહેછે ત્યારે આબરૂ જવાના ભયથી સંકોચ થાય છે, અથવા ટાઢ વાય છે તેથી હાથને શાલ ડગલામાંથી બહાર કાઢવો ગમતો નથી. તેવા મિથ્યાભિમાની અભક્તને તે મહા પુરૂષ તરફથી પ્રશ્ન થાય છે કે, કુંભારનો દેહ આવશે ત્યારે મળસ્કે ત્રણ વાગાના ઉઠીને કડકડતી ઠંડી (ટાઢ)માં ઠપ, ઠપ, ઠપ, ઠપ કરવું પડશે, ત્યારે કર્મ ફલપ્રદાતા સત્તા—ઈશ્વરને શું તમે મના કરશો—શું એમ કહેશો કે હમે કુંભાર નથી થતા? અને હીજડાનું શરીર આવશે ત્યારે, પેટ ભરવા માટે, અહો ભવાનીમા કરતાં મોટા તાળોટા પાડતા જઇ રવડવું પડશે, ત્યારે શું એમ કહેશો ખરા, કે, ના એવો અવતાર તો નહિં લઉં?! જરા કંઇક તો મનુષ્યત્વ સ્વિકારો. અરે ભાઇ! કદાપિ એમ કહેશો કે, ન છુટકે (ડરતા બ્હીતા આમ તેમ જોતાં) તાળી પાડવી, અને રામ, કૃષ્ણ, હરિ, ઓમ્, વગેરે બોલવું.

તો એ રીતે ભયથી શામાટે કરો. ખૂબ પ્રસન્નતાથી તે કામ તમે
તેને માટે તમને મન માનતો ઉપાય બતાવું તે સાંભળો:—તે એ
કે, તમે બધા એમ માનો–સમજી લો, કે હમે ડાહ્યા, વિદ્વાન, શ્રીમ
આબરૂદાર, શ્રેષ્ઠ છૈએ. અને આ લખનાર અથવા કહેનાર (ભક્તર
ગાંડો છે. તેથી તેને હમે હસતા રમતા, પી, પી, પીઇ, પીઇ કહેતા
તડાતડ ભડાભડ તાળી પાડીએ છીએ: અને તે ગાંડાના બોલવાની–
શબ્દો (ભગવન્નામો)ની પુનરૂક્તિ કરી તેની ગાંડાઇ–મૂર્ખાઇ–દોષ–ભૂલ–
કુશીને હસી કાઢીએ છીએ. અને હમે જીત્યા અને ગાંડો હાર્યો અ
હમે સાચા અને ગાંડો જુઠ્ઠા, એવું ચિન્હ દર્શક વિજય ઘોષ કરો,
મનથી તન્મય બની જઇ વિજય ધ્વજા ફરકાવો, અને સલામીની પડ
વગાડવારૂપ તાળી પાડો. એવા રૂપમાં પણ કૃપા કરી તમે પરમેશ્વર
યણ થશો તોપણ ગાંડો તે ગાંડોજ હોવાથી વધારે ખીલશે અને તમ
પ્રસન્નતામાં વધારો થશે.

જુવો, સુજ્ઞ લોકો! મહાપુરૂષોક્ત દૃષ્ટાંત આપવામાં આવે છે
પૂર્વે એક બ્રાહ્મણ અમદાવાદથી વડોદરે આવવા નિકળ્યો. રસ્તે
ગામ રાત્રી પડવાથી પડી રહ્યો; તે ગામમાં ઘણે ભાગે મુસલમાને
વસ્તી હતી. તાબુતનો વખત હોવાથી, સવારે મુસલમાનોએ તેને
પુછ્યું, કોણ હૈ બે? પેલો પ્રવાસી કહે, બ્રાહ્મણ છું. તે સાંભળીને, પ
ચોટલીને આગળ કાઢયો અને કહ્યું કે, "ચલ બે સાલે, કુટતેજા,
આગળ." બ્રાહ્મણે વિચાર્યું કે, અહીં તડપીચ, બડાઇ કે હોંસાતોંસી ક
જઇશું તો માર ખાતાં મરી જશું અને વખતે ભ્રષ્ટ પણ કરી ના
માટે ગુપચુપ તાબે થશું તોજ જીતીશું ને જીવાશું. તેથી કુટવા માં
તેને કંઈ કુટતાં શું બોલવું તે ઉરદુ ભાષાના શબ્દ આવડતા નહે
તેથી કુટતાં બોલવા માંડયું કે, આમ થાશેરે ભાઇ આમ થાશે;
ફસા ભાઇ આન ફસા. અને ત્યાંથી છૂટકો થયો કે વેગથી આગળ દોડ
માંડયું તે વડોદરે મુકામે આવી વિશ્રાંતિ લીધી.

તાત્પર્ય, ઉપર સવિસ્તર લખાઇ ગયું છે. જોરજુલમથી
પ્રેમ વગર તેમ કરો, તેના કરતાં લેખકને એક વિલક્ષણ વિચિત્ર ગ
અથવા રમકડું જાણી હસતા રમતા હોંસથી તાળી પાડી ૐ
નામોદ્ગાર કાઢશો, તો લેખક ભલે ગાંડામાં ગણાતો, પણ એ નિ
તમો સર્વને પાપનાશક એવા અંતઃશુદ્ધિ કરનાર શુભ સંસ્કાર પડવ

તમારી ઉન્નતિનો પરંપરાએ સંભવ વિચારી લેખકને કેટલો હર્ષ થશે તેનો કંઇ હિસાબ ગણ્યો ?! તેમ લેખક ઉપર એ આપ સર્વનો ઉપકાર અથવા કૃપા થવાથી તે સર્વ શક્તિસંપન્ન પરમાત્મ કૃપા મેળવવા તમો કેટલે અંશે યોગ્યતાવાળા થયા તે વિષે પણ ત્રિરાશી પંચરાશીના હિસાબ ગણી જોશો તો આપના હર્ષની પણ સીમા આપ જોઇ શકશો નહીં. અસ્તુ. ૐ.

૯૯—અધિકાર જોઇને અથવા પાત્ર જોઇને વિદ્યા આપવી. બાકળાના અધિકારીને બીરંજ રૂચિ ઉપજાવતો નથી, તેમ, ઉત્તમાન્ન બિરંજ, પકવાન્ન, અમૃત, શ્રીખંડના ઉત્તમ અધિકારીને ઢેબરાં, ખીચડો, સાંથવો વગેરે રૂચિકર હોતો નથી. બ્રહ્મવિદ્યા છે તે ઉત્તમાધિકારીનેજ આપવા યોગ્ય છે, તે વાસનાની જાળમાં ગુંચવાઈ–ફસાઇ રહેલા વિષયાસક્ત સંસારમગ્ન અનધિકારીને આપવાથી અર્થને બદલે અનર્થ થવા સંભવ છે. તે વિષે દ્રષ્ટાંત.—

એક વૃદ્ધ ગુરૂ હતા. તેની પાસે રહીને એક શિષ્ય ભણતો હતો. ગુરૂ બહુ વૃદ્ધ હોવાથી ભણાવે–બોલે ત્યારે મુખમાંથી છાંટા ઉડયા કરતા હતા. શિષ્ય કહે મહારાજ! તમે ભણાવોછો ખરા, પણ મુખમાંથી છાંટા ઉડયા કરેછે. ગુરૂ કહે, ગુરૂના મુખમાંના છાંટા તો ગંગાજળ જાણવા. શિષ્યે તે સાંભળી વિચાર્યું કે ઠીક. પોતાની ડોસી મરી ગયલી તેનાં હાડકાંનાં ફૂલ કેટલાંક વર્ષથી સંગ્રહી ગંગાજીમાં પધરાવવાને રાખી મુકેલાં હતાં તેને ઝીણાં વાટી નાખ્યાં અને પડીકું પાસે રાખી ભણવા બેઠો. ગુરૂએ ભણાવતાં બગાસું ખાધું, એટલે તેના મુખમાં ઝપ્પ દઇને તે ભુકો ઓરાવી દીધો. ગુરૂ કહે, અરે રે, એ શું, એ શું! શિષ્ય કહે, મહારાજ, એ તો મારી ડોસીનાં અસ્તિ (હાડકાં) ગંગામાં પધરાવવાને રાખી મુકેલાં હતાં તે. ગુરૂ કહે, અરેરે, મૂર્ખ! મારૂં બ્રહ્મત્વ ગુમાવ્યું. શિષ્ય કહે, કેમ તમે કહેલું કેની! તેથી મારે હવે ગંગા અથવા કાશી જવું મટયું. ગુરૂનાં મુખમાં ગંગા છે, તેથી તેમાં નાંખ્યો. તાત્પર્ય કે, અધિકાર પ્રાપ્ત થયા શિવાય બ્રહ્મવિદ્યા આપવાથી કોઇવાર મલીન અંતઃકરણવાળા મૂઢ લોક અર્થનો અનર્થ કરી મુકેછે, માટે પાત્ર જોઇને આપવાથી સુંદર ફલરૂપ બની પરમ શાંતિ પમાડે છે.

સજ્જન દુર્જન એક હે, કરણીમેં કછુ ફેર;
અપ અપને મોલે બિકે, સુઇ છુરી સમશેર.

૧૨૦—શબ્દવેધી, એટલે જે દિશા તરફથી શબ્દ આવે, તે તરફજ બરાબર લક્ષીને (તાકીને) બાણ–તીર મારી શકે અને તે પ્રાણીને વિંધે અથવા જાણીતા પૈકી જેનો શબ્દ હોય તેને (શબ્દથી) ઓળખી શકે તે. અર્થાત્ શબ્દ તત્વ ખેંચી લે. એ શબ્દવેધી પાંચ પ્રકારના છે, તે નીચે પ્રમાણે:—

૧. માખી જેવા:—માખી જેમ સારી વસ્તુને છોડી દઇ નઠારી વસ્તુપર જઇ બેસેછે, તેમ, જેઓ કોઇ સાધુ અગર અસાધુ પુરૂષ વાત કે વ્યાખ્યાન કરતા હોય, ત્યારે તે સારી વાત હોવા છતાં તેનો ઉલટો અર્થ સમજી લઇ તે ઉપરજ બેસે અને તે વિષે અયોગ્ય નિંદા–ટીકા કરતો રહે. અથવા તે વાતોમાંથી સારી વાતો પડતી મુકીને નબળી સ્હેજ વાત હોય છતાં તેપર જઇ બેસે–તેનુંજ મનન ચિંતન કરી વાણીદ્વારા જ્યાં ત્યાં લવારો કર્યા કરે.

૨. પાડા જેવા:—પાડાને ગમે તેટલા કાંકરા મારો, પણ મસ્તાનો ચાલ્યો જાય. કોણ જાણે કોને મારે છે, એ રીતે ઉપેક્ષા કરે; તેના કશા હિસાબમાંજ નથી. તેમ, સ્થુળ (જાડી) બુદ્ધિના મૂઢજનોને ગમે તેટલો ઉપદેશ–શિખામણ આપો, છતાં તે તેના હિસાબમાંજ નહિં–તે ઉપર ધ્યાનજ નહીં–અસરજ નથી થતી.

૩. પોપટ જેવા:—કંઇપણ શંકા સ્ફુરે, કે ઝટ તે પુછી સમાધાન લઇ લે; અથવા શુભાશુભ સંસ્કારના શબ્દ જેવા શિખવાય, તેવા તે શિખી લઇ બોલે, તે.

૪. હંસ જેવા:—હંસ જેમ, દુધ પાણી એકઠાં મુકીએ તેમાંથી દુધ માત્ર પી લેછે, ને પાણીને પડી રહેવા દેછે તેમ, શુભ અશુભ વાતોમાંથી દૈવી–સુખદ શુભ વાતનેજ માત્ર પકડી લે–લક્ષપર લઇ લે, અને અશુભને પડતી મુકે, એવા જે કોઇ જન હોય તે હંસ જેવા શબ્દ વેધી. (માખી જેવાથી તદ્દન ઉલટા).

૫. વ્યાઘ્ર જેવા:—કાંકરો મારવાને કોઇએ તેની સામે આવી હાથ ઉંચો કીધો કે તત્કાળ તેનાપ્રત્યે દોડી ખંભથીજ બાઝે, એવા વાઘની માફક જે વીર પુરૂષ શબ્દ નિકળતાંજ ઝટ ઝીલી લે–ઝડપી લે–સમજી જાય. અને તે સદ્ગુરૂના ઉપદિષ્ટ મહાવાક્યાદિના શબ્દોને ગુરૂના મુખમાંથી નિકળતાંજ ઝીલી લઇ, તેનો ખુબ વિચાર કરી (ચાવી કુંચો

કાઢી નાખી રસ ચુંસી જાય, તેમ) આત્મતત્વસત્વામૃત રસ ગળે ઉતારી દે અને પ્રકૃતિના કાર્યરૂપ દેહ દ્રશ્ય જડતાદિને અસત્ય જાણી તે રૂપ કુંચો કાઢી નાખે-ઉપેક્ષા કરે, એવા હોય તે વ્યાઘ્ર જેવા શબ્દવેધી.

તાત્પર્ય કે, હંસ અથવા વાઘ જેવા શબ્દવેધી થવાથીજ સુખી થવાશે.

૧૦૧—જીવપણાંની ભ્રાંતિથી અજ્ઞાનવશ હુવા દેહને વિષે અહંમમત્વ માની, મારૂં મારૂં કહેનારા મૂઢ જનોને ચાર જણા હસે છે-મશ્કરી કરે છે.

૧. પૃથ્વીઃ—હસે છે. જે એવું માને છે કે, આ મારૂં ઘર, મારી જમીન છે, તેને ભૂમિ હસે છે, કે મૂઢ અમથો તરફડી મરે છે. માંધાતા, નહુષ, વિક્રમ, ભોજ વગેરે મહા સમર્થ વીરરાજા મહારાજા થઇ ગયા, તે બધા કહેતા કે હમે પૃથ્વીપતિ છીએ, પણ તે બધા ચાલ્યા ગયા. હું કોઇની થઇ નથી, તો, આ અલ્પજીવી અલ્પ ભૂમિ જોઇ ફુલાઇને કહે છે કે, મારી છે-મારી છે, એ તે કેવો મૂઢ-પશુ-અજ્ઞ છે!!

૨. લક્ષ્મીઃ—હસે છે. જે કૃપણ મનુષ્ય ધન ભેગું કરી દાટેછે, તેને જોઇ તે દ્રવ્ય (લક્ષ્મી) વિચારે છે કે, આ રડયો! અમથો મુવો શ્રમ કરી રહ્યો છે! હું આગળ પેશ્વાની હતી. પછી ગાયકવાડની, પછી અંગ્રેજની, ત્યાંથી મિલવાળાની, ત્યાંથી નાણાવટીની, ત્યાંથી અનેકની થઇ થઇને ફરતી ફરતી આ વખતે તારી પાસે આવીછું, અને હવે કેટલાઓને ત્યાં જઇ તેની થઇશ કે કેમ, તે જાણતો નથી, ને નકામો મારૂં ધન (દ્રવ્ય-લક્ષ્મી) છે, કહી કહીને ફુલાય છે!

૩. કાળઃ-હસે છે. જે મનુષ્ય એમ વિચારે છે કે, હવે પાંચ વરસની વાર છે. પછી છોકરો પરણાવીશું. કે બે વરસ વધુ જતાં આપણે માથેથી ભાર ઉતરશે. પછી પુત્રને છોકરો થશે તેને પાંચ દસ વરસનો જોઇ, વિવાહ લગ્નથી પરવારીશું, એટલે પુરી નિરાંત થશે. આ ઘર ઉકેલી રાજમેહેલ જેવી હવેલી બે વરસ પછી ઉઠાવવી છે. તે વરસ દહાડે પુરી બંધાઇ રહેશે અથવા બે વરસ થશે, પછી છોકરા ચાર છે તેને જુદા જુદા ભાગથી આપવી છે. માત્ર નાનો પાંચ વર્ષનો છે તે ૨૦નો થશે એટલે વ્હેંચી આપીશું. આવા લાંબા ટુંકા વિચાર કરતો જોઇ, કાળ જે કે ટાંપી રહ્યા છે. કાલે ઝડપી લેશે કે કલાક પછી લેશે તેનો ભરૂસો નથી, તે હસે છે કે, વ્યર્થ શાનો શેખચલ્લી

જેવો હવાના ઘોડા પર ઉડે છે! નાનો છોકરો મરશે ને મુછ મુંડાવવી પડશે તે જાણતો નથી. તેમજ કાળના કોળીઆરૂપ આ બધી વ્યક્તિઓમાં કયે વખતે કોનો કોળીઓ થશે તે ખબર નથી. આત્મચિંત્વન હરિસ્મર્ણ કરવાનું તો સુઝતું નથી, ને ક્ષણિક શરીરને જાણે અમરત્વ મળ્યાનો પટો લખાવી લાવ્યો હોય તેમ સમજેછે! વાહ!

૪. સ્ત્રી–હસેછે. કોઇ અન્ય પુરૂષથી પુત્ર થયો હોય, અને પતિ તેને "મારો દીકરો, મારો બટુકો" કહી રમાડેછે, ત્યારે તે પુત્રની માતા (જે ખરા પિતાને જાણેછે તે) હસેછે કે, આ અમથોજ "મ્હારો, મ્હારો" કરી મરેછે. અથવા સ્ત્રીને, મ્હારી મ્હારી માની અમલ ચલાવેછે, પણ જાણતો નથી કે, એનાં માબાપની પુત્રી હતી, તે સ્ત્રી થઇને આવી, તે વળી પુત્રોની માતા થઇ તેની રક્ષક થશે, અથવા કોણ જાણે કઇ વખતે કોની થશે. તેં કયે હહાડ હાડકાં ચામડાંથી ઘડી ગોઠવી મઢી હતી?! તારી તે કેવી રીતે માલકી તેં માની?!

તાત્પર્ય કે, એ ચાર કોઇનાં થયાં નથી, ને થવાનાં નથી. પરમાત્માની માયા–પ્રભુની રમત ગમત, ઇશ્વરના સંકલ્પની બાજી બની રહી છે. તું તો અસંગ શુદ્ધ ચિન્માત્ર સાક્ષી આનંદ સ્વરૂપ છે. ત્હારાં આત્મસ્વરૂપમાં માયા, જક્ત, દેહ, હું, તું, તે, આ ઇત્યાદિ, કોઇ કલ્પના છેજ નહિં. તૂંજ આ સર્વરૂપે પ્રતીત થઇ શોભી રહ્યો છે. ભ્રાંતિને ભાંગી તોડી ફેંકી દે, તું જે કંઇ વિશેષ ભાવથી થયો જણાય, તો, ત્હારાં પૂર્ણ સત્યસ્વરૂપમાં–તે નિર્વિશેષ સુખસમુદ્રમાં, સમી જા. એટલે અવાઙ્મનસગોચર, સ્વયંસિદ્ધ, એક એથી રહિત, હું હું પેહેલાંના સત્ય હું રૂપે–સ્વસ્વરૂપે તૂંજ છે.

૧૦૨—એક રાજા તીવ્ર વૈરાગ્યને લીધે ફકીર થઇ ચાલ્યો ગયલો. રાજપાટ પુત્ર તથા વજીરને સોંપ્યાં હતાં. તે રાજા–ફકીર એક વખતે રસ્તે જતાં એક ઓટલા પર એક હજામ હજામત કરવા બેઠેલો ત્યાં તેને કહ્યું કે, ભલા હમ ફકીર હૈં, હમારી હજામત કરોંગે? હજામે હા કહેવાથી બેઠા. હજામે અસ્તરાવતી એક લીટો બોડ્યું–ક્ષૌર કીધું. પછી બીજાની હજામત કરીને વળી એક લીટો બોડ્યું. એ રીતે સાત જણની હજામત કરી ત્યારે ફકીરની એક પુરી થઇ. રાજાના પુત્ર તથા

વજીરે વિચાર્યું કે રાજા ફકીર થએલા છે તેને ખાવા ખરચવા તથા પોતાની ફકીરની ન્યાત જમાડવાને સાત ઉંટ ભરી દ્રવ્ય અન્નવસ્ત્રાદિ મોકલાવીએ. તે પ્રમાણે ભરી રવાના કીધાં, તે શોધ કરતાં ત્યાં હજામ પાસે બેઠા છે તે સ્થળે આવી પ્હોંચ્યાં, અને રાજાને સલામ બંદગી કરી કહ્યું કે, બંદે નવાજ, આ દ્રવ્ય આપકું ખરચને ભેજ્યા હૈ. ફકીર કહે, હમારેકું ખરચ હેજ નહીં, ઔર હમેરી ન્યાતકા સબ લખપતિ હૈ. પણ, એ હજામ પૈસાકે માટે બ્હોત તંગીમાં હૈ. એક એક લીટા ખેંચતાં સાત જણકી હજામત હુઇ તબ હમેરી પુરી હુઇ. એસા હેરાન હૈ. ઇસ્કું દે દો. હુકમ થયા ત્યાં શું કરે. હજામને આપી ચાલ્યા. ફકીર તેને રસ્તે પડયા.

તાત્પર્ય કે, સર્વ કામના જેની નિવૃત્ત થઇ ગઇ છે એવા મહાત્મ બ્રહ્મલોક સુધીના ભોગને તુચ્છ સમજેછે, તે નજીવાં દ્રવ્યાદિથી મો[illegible] નહીંજ પામશે એ સ્વાભાવિક છે.

**यदा सर्वे प्रमुच्यंते कामा ये च हृदि स्थिताः ।**

વળી શ્રીહરિ કહેછે કે.—

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मनातुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥**

એવા આત્મરત મહાપુરૂષનો વૈરાગ્ય પણ જબરદસ્ત હોય છે.

**ब्रह्मादिस्थावरांतेषु वैराग्यं विषयेष्वनु ।**
**यथैव काकाविष्ठायां वैराग्यं तद्धिनिर्मलं ॥**

એવા પુરૂષ આખાં બ્રહ્માંડના રાજા છે. તે લક્ષપતિ છે એટલે આત્મતત્વમાંજ લક્ષ સ્થાપી, તે સ્વરૂપનિષ્ઠાનાજ પતિ છે. અને માયિ તુચ્છ વિષયો માટેજ વલખાં માર્યા કરનારા ( હજામ જેવા ) ભીખારી-લોભી-કૃપણ કહેવાય છે.

૧૦૩—એક ડોસી પોતાનાં ખેતરમાં માળો બાંધી તે ઉપર બેસીને ચલીઆંઓ વગેરે પક્ષીઓ પાકેલા દાણા ખાઇ જાય તેને ઉરાડવાને, થાળ હાથમાં રાખી દાતણવડે ઠોકયા-વગાડયા કરતી હતી. ગામમાં રાજા એક ઊંટ વૃદ્ધ થઇ ગયેલું તેથી રાજાએ તેને પેન્શન આપ્યું એટલે મરજી માફક ફરવા દેવા હુકમ કાઢયો, કે એને કોઇ પણ રોકટ

મારશે તેને સખ્ત કેદ કરવામાં આવશે. તે ગીંટ ફરતું ફરતું ધરરરર ધુસ કરતું ડોસીનાં ખેતરમાં આવ્યું, ને દાણાના છોડ વગેરે ખાવા માંડ્યું, તે જોઇને ડોસીએ ઢપ ઢપ ઢપ ઢપ થાળી વગાડી; તે ગીંટને શું હિસાબમાં! વગાડતી વગાડતી મોઢાં આગળ આવી વગાડે છે. ત્યારે ગીંટે એં એં એં કરતાં ઊંચું જોયું, ને જાણે પૂછ્યું કે એ શું રમત કરે છે. ત્યારે ડોસીએ સૂચવ્યું કે, તું જતું રહે તે માટે વગાડું છું. ત્યારે ગીંટે નીચું ડોકું કરી પુનઃ ખાવા માંડી જણાવ્યું કે, મારા ઉપર ૪૦–૫૦ મણનો ભાર ભરતા તેનાથી ડરતો નહીં, વળી મારા પર નગારાં ઢોલ વાગતાં તેનો મને જરા હિસાબ કે અસર નહતી, તો તારી દોઢ શેરની થાળી ઢપ ઢપ કરશે તેથીજ હવે હું ભડકી જઇશ કે!! ચાલી જા, હું રાજાનો ગીંટ છું, ધરાઇશ (તૃપ્ત થઇશ) ત્યારે જઇશ. ચકલીઓ નથી કે ઉડી જશે.

તાત્પર્ય કે,—સદ્ગુરૂ મહારાજનાં બાળક–નિરંતર આત્મરત–જગતનો અત્યંતાભાવ જાણી તે સ્થળે આત્મદર્શન કરી રહેલા, સંસારથી પરવારેલા, મરજીવા, મહાનુભાવ, (પેન્શનર જેવા) સ્વેચ્છાથી વિચરનારા, સહજાવસ્થામાં રહેનાર, નિત્ય મુક્ત, યોગીવર્ય એવા મહાત્મા વિશ્વરૂપ પોતાની વાડીમાં યથેચ્છ ફરે છે તે, માયાના ત્રણ ગુણમય થઇ રહેલા કડાકા ભડાકા, ગાનતાન, બુમ બરાડા, તોપ બંદુક, કે એવી માયીક ધમાલોથી ભડકી ઉઠતા નથી. લક્ષથી, દ્રવ્ય લાભથી, બ્રહ્મલોકના વૈભવથી, અથવા પુત્ર, સ્ત્રી, સ્નેહીનાં મૃત્યુથી, રેલ, આગ, ભય વગેરેનાં કારણથી, હર્ષ અગર શોકને વશ નહીં થતાં અડગ–નિશ્ચળ રહેછે. વિષયાસક્ત (ચકલીઆં જેવા) લોકજ અલ્પ લાભ હાનિથી હર્ષ શોક વશ બની ન્હાસ ભાગ કર્યા કરેછે.

૧૦૪—એક પાકો ચોર હતો. તે રાજાના મહેલપર ચઢી, યુક્તિથી દોરડાં મુકી પલંગ ઉચકી લઇ બીજે માળે મુકી, પલંગ નીચે સુનાની ઇંટો હતી તેની ગાંસડી બાંધીને ઉતર્યો. તે નીચે ઉતર્યો એટલે રાજા ઉઠયા. તેના તાત્કાલિક હુકમથી સ્વારો તથા મસાલ તૈયાર થયાં. ચોર ભડકી બોલ્યો કે ૨૦૦ ઘોડાની પાયગા તૈયાર થઇ, ને મસાલ સાથે રાજા ચઢયો, હવે તો મુવા. અને નાઠો તે નદી આગળ ગયો, ત્યાંતો મસાલ સાથે સ્વાર દોડતા આવતા દૂરથી જોયા. પણ છેટું હોવાથી મસાલવાળાએ તેને નહીં દીઠો. તેથી પેલી ઇંટોને નિશાની કરીને પાણીમાં ફેંકી; અને ત્યાં હારદોર વીસ મુડદાં પડેલાં તેમાં સુતો. એટલે તો મુડદાં ઉઠીને

બોલ્યાં કે. હરામખોર! ઉઠ, હમારા ભેળો તું કયાં સુતો, હમને બદલામ કરશે, ઉઠ. ચોર કહે જાવ, નિર્ભય રહો, બદલામ નહી કરૂં, વચન આપું છું. ત્યારે વીસે શબ પાછાં પડયાં. મસાલો સાથે સ્વાર અને તરત રાજા પણ આવી પ્હોંચ્યા. સીપાઇ પાકા (ચોરના દાદા) હતા. તે કહે, સાહેબ ચોર અહીંજ છે, નક્કી. પણ ઇંટો તો નહીં જડે; કેમકે અહીં લગી પગલું ભારે છે, અને અહીંથી હલકું છે, તેથી ઇંટ નહીં જડે, પણ ચોર આમાંજ છે. રાજા કહે, શું! મુડદાંમાં?! સીપાઇઓ કહે, હુકમ કરો તો બતાવું. રાજા કહે, બતાવો. તરત સીપાઇએ ભાલો લઈ બધાં મુડદાંમાં ભચ ભચ ઘોંગી ગયો. વચમાં ચોર પડેલો તે મુડદાં જેવોજ આંખ બાંખ હાથ પગ કરીને પડયો છે તેને પણ ઘોંચાયો છતાં જરા હાલ્યો કે ચાલ્યો નથી. રાજા કહે. હરામખોર! મુડદાં ચુંથો છો! સજા કરૂં છું, કયાં છે ચોર?! સીપાઇ કહે. અરે સાહેબ, એમાંજ ચોર છે. લાવો ઘાસની પુળી, તે સળગાવી બધાંનાં મોઢાં બાળો. પુળી લાવી સળગાવી બધાને ગાલે ડાભી. તોપણ ચોરતો મુડદું જેવું મુડદુંજ. આખરે સીપાઇઓ કહેછે કે, ભાઇ! તું ઉઠને હવે. હમારો જીવ લેવાશે. હમે જાણીએ છીએ કે તું છે તો અહીંજ. રાજા કહે, હજુ ચોર આમાં છે! શું ગાંડી વાત! આમાંથી ચોર નિકળે તો અડધું રાજ આપવું, અને તેનો દાસ થઈ રહેવું. આટલું કાને પડતાં તરત પેલો ચોર ઉઠી, પાછળ હાથ જોડી રાખી, હાજર થયો. રાજાતો તેને જોઇને કહેછે કે, શાબાસ! શાબાસ! ધન્ય છે તને. સુખપાલમાં બેસાડી રાજગાદીપર લઇ જઇ બેસાડયો, ને રાજા પગે લાગ્યો.

તાત્પર્ય તે, જીવન્મુક્ત (મુડદાં જેવા) થવાથી અખંડ સુખ મળે છે. એટલે નિઃસંકલ્પ, શાંત, દેહ, ઇંદ્રી, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, પ્રાણ વિગેરેના ભાવ રહિત, તે સર્વ અવિદ્યાજાળના દ્રષ્ટા સાક્ષી જ્ઞાનમય શિવ સ્વરૂપે અસંગ બની રહેવાથી, દેવ મનુષ્યાદિથી પુજ્ય ગણાઇ, સર્વના અધિષ્ઠાન આત્મારૂપ મહારાજપદે આરૂઢ થવાય છે.

ભગવાં લુગડાં કરવાં, એ મુડદાંનો વેષ છે. પણ સાધુ સન્યાસી થઇ જઈ વસ્ત્ર માત્ર કાષાય (ભગવાં) બનાવી પહેરી દીધાં, તેથી કંઇ મુડદું થયા કહી શકાય નહીં. પણ જીવતા છતાં મરી જવાય (ચોર માફક) એટલે દ્વૈત પ્રપંચ તરફથી સમુળગા મરી જવાય–ભાવ રહિત બની રહેવાય, અથવા દ્વૈત અદ્વૈતની કલ્પના રહિત, જીવત્વનો અભાવ અનુભવી અનંત જ્ઞાનમય પુર્ણ પોતાનેજ જોઇ, ભ્રાંતિજન્ય અહંમમત્વને મારી

નાખી, ॐ तत्सत् માં સમાવી દઇને અભેદત્વને પમાડી દેવું, તેનુંજ નામ જીવતાં મરી જવું, કહેવાય. એવા મરેછે ને પછી પાછા ઉઠેછે તે, જીવન્મુક્ત છે. તેજ બ્રહ્માનંદ મહારાજ્યપદે વિરાજેછે.

૧૦૫—માધવદાસજી નામે એક સમર્થ વિદ્વાન સાધુ મહા જ્ઞાની હતા. તે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાત્મા શાંત સ્વભાવના નિરભિમાની હતા. કાશીમાં સુખ પૂર્વક રહી વિદ્યાર્થીઓને વેદાધ્યયન કરાવતા, તેમજ સાંખ્ય, યોગ, વેદાંત, ઉપનિષદ્, ૬ શાસ્ત્ર, ૧૮ પુરાણ વગેરેમાંથી જેને જે ભણવાની ઇચ્છા હોય તેને તે અધિકારાનુસાર ભણાવતા હતા. તેને જીતી શકવા કોઇ અન્ય સમર્થ નહોતું. એક સમર્થ વિદ્વાન પંડિત ૧૦૦ વિદ્યાર્થીને લઇ ઘણા દેશોમાં સભા કરી શાસ્ત્રાર્થમાં બધાને જીતતો જીતતો કાશીમાં આવ્યો. ત્યાં મોટી સભા ભરી શાસ્ત્રાર્થ કરવાનું કહ્યું, ત્યારે પંડિતોએ જવાબ દીધો કે, હમારી કાશી પુરીમાં માધવદાસજી નામે સમર્થ પંડિત છે, તેનેજ ફક્ત તમો જીતશો તો આખી કાશીના બધા પંડિતોને જીત્યા, એમ હમે માનીશું. તે ઉપરથી તેનું ઘર પુછતા પુછતા તે પંડિત ગયા. તે વખતે માધવદાસજી બેઠા હતા, તેને પુછયું કે, અલ્યા માધવદાસીઆ તારૂં નામ કે? માધવદાસ બોલ્યા કે, હા, મહારાજ, દાસીઓ તો છું, પણ દાસ પદ્વિતો આપ કૃપા કરી આપશો ત્યારે. આવો, બિરાજો. બેઠા, અને હકીકત કહી; પછી હેતુ કહ્યો કે, હું તમને ત્રણ સવાલ પુછું, તેના ઉત્તર જો તમારાથી નહીં આપી શકાય તો, મારાં ખાસડાં માથે લઇને ગધેડે બેસીને ફરવું પડશે: અને તમારા ત્રણ પ્રશ્નોના જવાબ જો મારાથી નહીં અપાય તો મારે તેમ કરવું. માધવદાસ કહે, મહારાજ! મારેજ આપ મહાત્માનાં ઉપાન (ખાસડાં) લઇ માથે ચઢાવવાં છે. મારૂં મહા ભાગ્ય હું એમાં સમજુંછું. એવો મંગળમય દિવસ મ્હારે માટે દુર્લભ છે. પછી પેલા ઋષિ (પંડિત) આજ્ઞા લઇ ગંગાપર સ્નાન કરવા ગયા. તે વખતે માધવદાસે વિદ્યાર્થીનું રૂપ લીધું, અને હાથમાં પુસ્તક-પોથી બગલમાં મારી તે ન્હાય છે ત્યાં આવ્યા. અને પેલા જીતવા આવેલા પંડિતને કહ્યું કે, હમ માધવદાસજી મહારાજકા શિષ્ય હૈં, અબ કેસી આજ્ઞા હૈ? તે ઋષિ બોલ્યા કે, ભલા, તુમ તીન પ્રશ્ન પુછો; પીછે હમ પુછેંગે. તે શિષ્યરૂપે બોલ્યા, ઠીક, બહોત અચ્છા, આપકી જેસી આજ્ઞા. સુનીએં, ગુરૂજી! આપ સમજીને ભણ્યા, કે ભણીને સમજ્યા? એ હમારા પ્રથમ પ્રશ્ન હૈ. ઇસકા ઉત્તર આપ કૃપા કરકે દીજીએં, ફીર દુસરા પ્રશ્નસેં તકલીફ દેઇંગે. હવે પેલા ગર્વથી ભરેલા

ગમે તેટલા છતાં વિદ્વાન હોવાથી વિચારમાંજ પડી ગયા. શું જવાબ દેવો તે સુઝતો નથી. ત્રણવાર એજ પ્રશ્ન પુછી, થાકીને માધવદાસજી પગે લાગી બેઠા. ઉત્તર આપી શકાયો નહીં. કેમકે વિચાર થયો કે:—

જો સમજ્યા હોય તો ભણે શું કામ! સમજીને પછી ભણવું શૂં! અદ્વૈત આત્મતત્વ સમજ્યો તે તો અહંમમત્વનાં સ્ફુર્ણને મિથ્યા જાણી તે વ્યાપક અનંત જ્ઞાનમય બ્રહ્મપદમાં સમાઇ તત્સદ્રુપ થઇ રહેછે—મુનિ થાયછે (મૌન્ય ધરેછે) તે બોલતો છતો નથી બોલતો, એવો મન વાણી રહિત સ્વરૂપે સ્થિત થઇ રહેછે, તે શામાટે શી રીતે ભણે! **किमिच्छन् कस्यकामाय शरीरमनु संज्वरेत्** (શું ઇચ્છતો હુવો, કઇ કામના માટે શરીરને તપાયમાન કરી ભણવાની પ્રવૃત્તિ કરે!!) ભણવા ગણવા વગેરેની કોઈ પ્રવૃત્તિ, સમજ્યા પછી, સંભવતી નથી.

વારૂ, હવે ભણીને પણ, તે ભણવાના શ્રમના ફળરૂપે સમજ—જ્ઞાન—અનુભવ પ્રગટ્યો હોય, એટલે ભણ્યા પછી પણ જો યથાર્થ સમજ્યા હોય, અર્થાત્ જ્ઞાતવ્ય જાણ્યું હોય-જ્ઞેય તત્વ (આત્મ વસ્તુ) સમજાયું હોય તો પછી તે ઠરીજ જવાનો, સમતાં સમતાં સમી જશે-શાંત નિર્વિકલ્પ અવાઙમનસગોચર એવાં ચિન્માત્રપદમાં સ્થિતી કરશે. તે પાછો વાદવિવાદની પ્રવૃત્તિ પરાયણ થઇ શકશેજ નહીં. સમજીને તો ચુપ થઇ જવાનો. તેની દ્રષ્ટિમાં દ્વૈત છેજ કયાં! કે, વાદ કરશે!! એ રીતે જીતવા આવેલો ઋષિ જીતાઇ ગયો, ગર્વ ગળી ગયો, અને માધવદાસને શર્ણ થયો.

તાત્પર્ય ઉપલા બે પારેગ્રાફમાં કહેવાઈ ચુકયુંજ છે, તેજ વિચારમાં લઈ મનન કરવા યોગ્ય છે.

૧૦૬— એક વિદ્વાન બ્રાહ્મણ મુસાફરી કરવા નિકળ્યો હતો, તે ભવારણ્યમાં ચાલતાં એક કલ્પવૃક્ષ નીચે વિશ્રાંતિ લેવા ઉભો છે ત્યાં મનમાં વિચારેછે કે, તૃષા ઘણી લાગીછે, અહિં જળનો ઝરો વહેતો હોય તો જળ પીએ. એટલામાંતો ત્યાં જળનો ઝરો દીઠો, તેમાંથી જળ પીધું અને મનમાં ફુલાય છે કે, આપણે કાંઇ થોડું ભણ્યા! શું પૃથ્વિપર આની રીતે હાલ કોઇનો સંકલ્પ ફળે છે કે! પછી મનમાં ધાર્યું કે, હવે તો ભુખ્યા છીએ તેથી કાંઇ ભોજન હોય તો ઠીક. એટલે તો એક સુવર્ણના થાળામાં અનેક તરેહની સુંદર પકવાન્નની રસોઇ પીરસાયલી

તૈયાર નજરે પડી. તે ભોજન કીધા પછી વિચાર્યું કે સુંદર છપ્પરપલંગ અને એક દાસી હિંડોળો હીંચકનારી હોય તો ઠીક. તેજ પ્રમાણે ત્યાં હાજર જોઇને તે પલંગપર બ્રાહ્મણ સુતો. દાસી પવન નાખેછે. ત્યાંથી હિંડોળે આવી સુતો, તેને ઝુલાવેછે. ત્યારે બીજી બાજુએ દાસી તથા પત્નિની કલ્પના થઇ. તેપણ હાજર જોયાં. તે સુખથી બહુ ફુલાઇ રહ્યો છે. તેમાં વળી શંકા થઇ આવી કે, આ બધી મોજમઝા તો ખૂબ થઇ પડી છે, પણ એકાદ વાઘ જો જંગલમાંથી નિકળી આવે તો ચારે જણાં માર્યા જઇએ. એટલામાં તો ઘુઘવાટો કરતો સામેથી વાઘે દોડી આવી ચારેનો નાશ કીધો.

તાત્પર્ય કે, કલ્પવૃક્ષને આશ્રયે રહેલો પુરૂષ જે ચિંતવે તે તરત તેને આવી મળેછે, તેમ આત્મતત્વરૂપ કલ્પવૃક્ષ તળે બેસીને—તેમાં એકાગ્રતા સાધીને સંયમ કરવાથી જેમ જેમ બળ વધતું જઇ સંકલ્પસિદ્ધિ થતી જાયછે, તેમ તેમ અભિમાનથી ફુલાઇ જવું નહિં. અનંત શક્તિ જેમાં રહેલી છે એવા સચ્ચિદાનંદ આત્મદેવના આશ્રયનું–ભગવદાશ્રયનું એવું સામર્થ્ય છેજ, મારૂં એમાં કશું નથી, એટલુંજ નહિં, પણ હું એવું ભિન્ન કશુંજ નથી; એમ નિરભિમાન રહી જો કલ્પના કરવી તો સદા શુભ કરવી, અશુભ વિચાર કરવાજ નહિં. અને એ પ્રભુ કેવળ સુખરૂપ—આનંદઘન જ્ઞાનસ્વરૂપ છે તેમાં કોઇ અશુભ કલ્પનાને માટે અથવા શંકાનો અવકાશજ નથી, પણ અખંડ એકરસ આનંદમય સુખસ્વરૂપ છે, એવી દઢભાવના કરતાં કલ્પનારહિત શાન્ત બની રહેવું. શંકા—સંશય તેમાં કદી કરવો નહિં, કેમકે **संशयात्मा विनश्यति। न सुखं संशयात्मनः॥** એ ભગવદ્વાક્ય સ્પષ્ટ સૂચવેછે.

માટે, શુભ વિચારનુંજ અહર્નિશ સેવન કરતા રહી, ધીમે ધીમે તે વિચારોને પણ આત્મતત્વમાં ભ્રાન્તિરૂપ જાણી, તેને સમાવી દઇ, નિર્વિચાર બની રહેવું.

૧૦૭— એક અવધૂત યોગી પરમહંસ મહાત્મા રસ્તેથી ચાલ્યા જાય છે. તેણે ભુખ લાગી હતી તેથી હાથ ધર્યો—લાંબો કરી બોલ્યા કે, બ્રહ્માંડમાં યજ્ઞ હોતા હૈ, જો કોઇ હોમ કરનેકું દેતા હો તો દેદો. તે જોઇ કોઇ મશ્કરા મૂઢ માણસે ધગધગતી ઉષ્ણ રેતી તેના હાથમાં નાખી. તે જોઇ પ્રસન્ન મુખમુદ્રાથી "યાજી, આવ, તું બી આવ," એમ કહી પેટમાં નાખી ચાલતા થયા. રસ્તેથી ધર્મનિષ્ટ રાજા જાય છે તેણે પોતાના ગુરૂનો

હાથ ઝઝેલા પડી સુણી ગયલો જોઇ કહ્યું કે, આ શું ! આ કામ કર-નારને અહીંજ એકદમ ગરદન મારૂં. ગુરૂને દરબારમાં લઇ જઇ બરાસ, ચંદન વગેરે થંડક કરી, વૈદ પાસેથી થંડો મલમ ચોપડી પાટો બાંધવા વગેરેની તજવીજ કરી. પછી રાજા ધીમે રહીને પુછેછે કે, એસા કિસ્ને કીયા? ગુરૂ કહે કે, જિસ્ને થંડક ચોપડી પાટા બાંધ્યા ઇસ્નેઇ. દુસરા હૈ કોન! રાજા કહે, આ શું જુલમ! અરે પ્રભો! કહો કિસ્ને એસા કીયા? આપકું દુ:ખ હોતા હૈ, ઓ કેસા પાગલ થા! ગુરૂ કહે, ભાઇ રાજા! જીસ્ને પાટા બાંધા ઇસ્નેઇ કીયા, દુ:ખભિ ઇસકુંજ હોતા હોયગા. તું ઇતના દિનસેં હમેરી સંગતિ કર રહે હો, તોભી રાજાજ રહ્યા?! કુચ્છ સમજા નહીં! તાત્પર્ય કે, સુખ અથવા દુ:ખ શરીરનાં પ્રારબ્ધથી શરીર-પરજ આવે છે. જ્ઞાની મહાત્મા તે શરીરાદિના દૃષ્ટા સાક્ષી હોવાથી તે શરીરનાં સુખદુ:ખથી, હું સુખી અગર હું દુ:ખી છું એવું માનતા નથી. અને દૃષ્ટાપદેસ્થિત રહીને જે થાય તે ભોગવી છુટે છે, તેમાં હર્ષ કે શોક કરતા નથી. ચિત્તવૃત્તિમાં કદી હર્ષ શોક થતા જુવેછે તોપણ તે ચિત્ત (અંતઃકરણ)ના ધર્મથી અલિપ્ત રહી અસંગપણે રહેછે, અને ઉપદેશ કરેછે કે:—

**सुखस्य दुःखस्य न कोपि दाता।**
**परोददातीति कुबुद्धि रेषा॥**
**अहंकरोमीति वृथाभिमानं।**
**स्वकर्म सूत्रैः ग्रथितो हि लोकाः॥**

સુખ દુ:ખનું આપનાર કોઇ નથી, ફલાણાએ મને આમ કીધું તેથી મને આમ (દુ:ખાદિ) થયું, એમ કહેવું એજ કુબુદ્ધિ (ભૂલ) છે. હું કરૂંછું, એવું માની બેસવું, એ વૃથા અભિમાન છે. પોતપોતાનાં કર્મરૂપ સૂત્રથી પ્રાણીમાત્ર ગુંથાઇ રહ્યાં છે.

આવું સમજીને જ્ઞાતાએ સર્વત્ર અભેદ (અદ્વૈત) આત્મદૃષ્ટિથી જોતા રહી, રાગ દ્વેષનો ત્યાગ કરી, પ્રસન્નતાપૂર્વક ભવાટવિ પ્રવાસ પુરો થતાં-પ્રારબ્ધની સમાપ્તિ થતાં સ્વરૂપમાં અભેદપણે સમાઇ જવું.

૧૦૮—એક નદી કીનારે કેટલીક ઘોડીઓ ચરે છે. ત્યાં એક સ્વાર ઘોડા ઉપર બેસી જતો હતો તે આવ્યો. સ્વાર તે ઘોડાને સરીઆમ રાજ-માર્ગે વાળવા પ્રયત્ન કરી રહ્યો છે, પણ ઘોડો તો દોડી દોડીને-ખેંચા-

તાણ કરીને પેલી ઘોડી તરફજ જાય છે. સ્વાર ઘણા ચાબકા મારેછે અને પોતે દુઃખી થાય છે, છતાં ઘોડાનો વેગ તે ઘોડી તરફજ બની રહ્યો છે. સ્વાર થાકયો ત્યારે નીચે ઉતરી પડયો. અને નીચેથી લગામ ખેંચી પકડી એટલે ડોકી નીચી થઇ ગઇ, ત્યારે ઘોડીને જોતો અટકયો. અને ઘોડો નીચું જોતો થયો તે સ્થિતીમાં રાજમાર્ગ ઉપર ચાલીને સ્વાર લાવ્યો. ઘોડીઓ દૃષ્ટિનો વિષય રહી નથી એમ જોઇ પુનઃ સ્વારી કરી બેઠો અને ચલાવ્યો, ત્યારે સ્વારથી અપાયલા વેગ પ્રમાણે ઘોડો ત્વરાથી ઇષ્ટ સ્થાને તે સ્વારને લાવી મૂકતાં વિશ્રાંતિ લેવા ભાગ્યશાળી થયો.

તાત્પર્ય કે, ઉપનિષદમાં **आत्मानं रथिनं विद्धि शरीरं रथमेवच** એ ઉપદેશ છે ત્યાં કહ્યું છે કે, ઇંદ્રીઓરૂપ અશ્વો પોતપોતાના વિષય તરફજ ખેંચાયા જાય છે. નેત્ર છે, તે રૂપ વિષય તરફ દોડે છે, કાન છે તે શ્રવણ કરવાના શબ્દ વિષય તરફ તણાય છે, જીવ્હા,–સ્વાદ તરફ, ઉપસ્થ સ્પર્શ વિષય તરફ ( સ્ત્રી સંબંધથી સુખ થશે એવી ભ્રાંતીથી ) દોડેછે, નાસિકા ગંધ વિષય તરફ આકર્ષાય છે, એ રીતે દરેક ઇંદ્રી પોતપોતાના વિષય તરફ અભિમાની ( જીવ ) ને તાણી જાય છે. તે વખત ઇંદ્રીઓરૂપ અશ્વની મરજી પ્રમાણેજ જો તણાયા જઇએ, તો ગમે ત્યાં ઝીકી મારી અથવા મોટું ભયંકર દુઃખદ પરિણામ પ્રકટાવી મહતી વિનષ્ટિ ( મ્હોટી ખરાબી–ભારે દુર્દશા ) કરી નાખે છે. પણ **मनः प्रगहमेवच** મનરૂપ જે લગામ આપણા હાથમાં છે તે ખેંચી પકડીએ તો અશ્વનું જોર નરમ પડે છે, છતાં ઇંદ્રી ( અશ્વ ) બળ કરીને વિષયો ભણી તણાતીજ રહે, તો નીચે ઉતરીને અર્થાત્ એકાંત પ્રદેશમાં સિદ્ધાસન અથવા પદ્માસને બેસી, મન લગામને તાણી પકડવી; એટલે નીચું મુખ કરી ગળું અને છાતી વચ્ચે દાઢીને સ્થાપી ( દાઢીને છાતીએ અડકાવી ) નાસિકાગ્રે દ્રષ્ટિ રાખી, એકાગ્રતા કરવી–સંકલ્પ રહિત બની રહેવું. તેથી અશ્વોરૂપ ઇંદ્રિઓના વેગ અને બળ નરમ પડી જઇને આપણે રાજમાર્ગે લઇ જશું–આત્મતત્વ તરફ જવાના સંયમરૂપ માર્ગે વાળી જશું ત્યાં આવશે. પછી પુનઃ સ્વાર થઇ લગામ કાબુમાં રાખી ચલાવ્યા જશું–ધ્યાન ધારણા સમાધિનાં ઐકયરૂપ સંયમને માર્ગે વહ્યા જશું, તો આત્મતત્વરૂપ ઇષ્ટ મુકામે પ્હોંચી સુખનો અનુભવ કરવા ભાગ્યશાળી થશું–પરમ આનંદમય બ્રહ્માત્મૈકય જ્ઞાન સ્વરૂપે અભેદત્વે સ્થિત થશું અને મન પણ ત્યાંજ વિશ્રાંતિ પામશે.

(**मेरु**) ૧૦૯—મેરૂ પર્વત ઘણો ઉંચો છે. પૃથ્વી ઉપર ઉભા રહી આપણે દ્રશ્યને જોઇએ છીએ તો જે સ્થિતી—આકૃતિમાં દેખાય છે, તે જ્યારે પર્વતપર ચઢવા માંડીએ અને એક સપ્તમાંશ જેટલે ઉંચા ચઢી જોઇએ અથવા થોડે સુધી ચઢીને જોતાં પૃથ્વીપરનાં મનુષ્ય પશુ વૃક્ષાદિ બધું અસલ કરતાં નાનું દેખાવા લાગે છે. તેથી પણ ઘણે ઉંચે જઇ જોતાં વધારે નાનું દેખાય છે, એ રીતે જેમ જેમ ઉંચે ચઢી જોતા જઇશું તેમ તેમ નીચેનું દ્રશ્ય (મનુષ્યાદિ) નાનું નાનું દેખાતાં અંતે અતિ સૂક્ષ્મ જણાઇ, જ્યારે પર્વતની ઉપર ગિરિશૃંગ ઉભા રહી જોશું ત્યારે બીલકુલ કંઇજ દ્રશ્ય નીચેનું દેખાશે નહીં—અત્યંતાભાવ જણાશે.

તાત્પર્ય કે, જ્યાંસુધી આ ભૂમિપર રહી—નીચી ભૂમિકામાં અટકી રહી જોયા કરશું ત્યાંસુધી દ્રશ્ય ત્રિગુણાત્મક જગત દેખાયાજ કરવાનું પણ વિષયાસક્તિ છોડી સંસારનો મોહ ત્યાગી, સપ્ત ભૂમિકામાંથી પ્રથમની શુભેચ્છા, બીજી સુવિચારણા, પછી તનુમાનસા, ચોથી તુર્યા, એમ જેમ જેમ ઉંચે ચઢતા જઇશું. તેમ તેમ દ્વૈત પ્રપંચનું ભાન ઓછું થતાં થતાં અભાવરૂપે થઇ, છેક અંતિમ શિખરે—દ્રઢ અપરોક્ષ થઇ કેવળ બ્રહ્માનંદ નિમગ્ન થતાં, અત્યંતાભાવરૂપ થઇ જશે.

ઓટલાથી ઉંચું ઘર છે, ઘરથી ઉંચો મોભ, મોભથી ઉંચો ડુંગર, તેનાથી ઉંચો પર્વત, પર્વતથી ઉંચું આભ (આકાશ) છે. આભથી ઉંચું શું, એમ કોઇ પુછે તો તેને ભારોટીઉં કે છાપરૂં, એમ કહેવાશે નહીં. તેજ રીતે કારકુનનો ઉપરી મામલતદાર, તેનો ઉપરી આસીસ્ટંટ અથવા ડેપ્યુટી. તેનો ઉપરી કલેક્ટર, તેનો કમીશનર, તેનો ગવર્નર, તેનો ઉપરી રાજા છે. તેમ આ દ્રશ્ય પ્રપંચ નેત્ર વડે જણાય, તેને નેત્રમાં અંતઃકરણની વૃત્તિ દ્રષ્ટા હોવાથી નેત્ર જુવે, ને વૃત્તિનું મૂળ બુદ્ધિ, અને તે બુદ્ધિમાં ચૈતન્ય આત્માની સત્તા સ્ફૂર્તિને લીધે બુદ્ધિમાં જોવા જાણવાપણું આવે છે. તેજ આત્મા સર્વથી અંતિમ જ્ઞેય તત્વ પૂર્ણ જ્ઞાન સ્વરૂપ છે. **साकाष्टा सा परागतिः**

હાથી ઉપર પુરૂષ બેઠેલો છે. હાથી ચાલે છે તેણે રસ્તામાં પડેલું કોળું છુંદી નાખ્યું. શું તેથી તે ઉપર અંબાડીમાં બિરાજનાર પુરૂષને વાયડું પડશે કે? ના. તે હાથી વેલી વેલામાં ગુંચવાયો હોય તેથી શું બેસનાર ગુંચવાયો છે એમ કહેવાશે કે? ના. તેમ અનુભવ ઉંચો છે. તે બ્રહ્માત્મૈક્યના અનુભવરૂપ શ્રેષ્ઠ અંબાડીમાં વિવેક હાથીપર બેસનાર સર્વથી

અસંગ છે. એવા અનુભવી મહાત્મા જેઓ જ્ઞાનગિરિશૃંગ ઉપર બિરાજે છે, તેઓની દ્રશ્યજગત–દ્વૈતપ્રપંચની ભ્રાન્તિ અસ્ત થઇ ગયલી હોવાથી પાપપુણ્ય વગેરેનો તેઓને સ્પર્શ થતો નથી. એવા પુરૂષો આ સંસાર સાગરને તરી જવા તુંબડાંરૂપ છે. કેટલાક અવિદ્યાને વશ હુવા બકે છે કે. હું જો નહિં હોતે તો આમ કદી થતે નહિં–હું હતો તોજ આ કામ આ રીતે થયું. તેને પુછીએ છીએ કે, ઓ મોટાભાઇ! તું હતો તો જુવાની કેમ જવા દીધી? ઘડપણ શામાટે આવવા દીધું? શું હાથેવતી દુઃખ ભોગવવાનું મન થયું કે?!! વળી તું હતો ત્યારે રેલ કેમ આવવા દીધી, તારી માને, બાપને કે દાદાને કેમ મરવા દીધાં? પણ અરે લોકો! સજ્જનો! નકામા ભાર માથે નહિં ખેંચી લો. કોઇથી કશું થતું નથી. માયાના પ્રદેશમાં કોણ, કોને, શું, શી રીતે, કરી શકે એમ છે?!! તમે છોજ શી વસ્તુ! કરવાપણું તમારાં સ્વરૂપમાં સંભવે છે કે નહિં?! તેનો વિચાર કરો. મનુષ્યજન્મમાં ખરૂં કર્તવ્ય શું છે? એ પ્રશ્નનો ઉત્તર સમર્થ સદ્ગુરૂ જો એકજ શબ્દમાં આપે, તો તે એજ છે કે. **વિચાર.** એ વિચાર તે કયો? હું કોણ છું, એ વિષેનો જે વિચાર કરવો તેજ તે વિચાર. એ વિચારથી સંસાર સાગર તરી જવાશે. તે તમને સ્વબુદ્ધિથી નહિં આવડે તો, શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સમર્થ શ્રી ઇશ્વરકોટિના મહાત્માનો સંગ કરો–તમારાથી ભવસાગર સ્વપુરૂષાર્થથી નહિં તરી શકાય તો એવા સાધુ તુંબડાં સાથે રાખી તરો. તમારી સાથે લોઢાં, લાકડા, વાસણકુસણ, ધુળ કચરાનાં પોટલાં રાખી તરવા જશો તો ડુબશોજ. તેજ રીતે હીરા, માણેક, મોતી, સુવર્ણ, ચાંદી વગેરેની પોટલી લઇને તરવા જશો તોપણ બુડવાનાજ. શુભ અને અશુભ–પાપપુણ્ય બેઉ નાખી દઇ તરશો તો સુખે પાર જશો. શક્તિ ન હોય તો લજ્જા શરમ છોડી (લોકૈષણા, પુત્રૈષણા, વિત્તૈષણા ત્યાગી) નિર્ભય થયલા મહાનુભાવ સંત–મહાત્માનું શર્ણ પકડી તે સાધુરૂપ તુંબડાંનો આશ્રય લઇ નિર્વિઘ્ને–નિર્ભયપણે પાર ચાલ્યા જાવ. હવે આળસ–પ્રમાદમાં દટાઇ રહેવાનું નથી. બહુ કલ્પો, મન્વંતરો, અરે બ્રહ્માનું અર્ધ એટલે ૫૦ વર્ષનું આયુષ્ય વહી ગયું. તેમાં અસંખ્ય જન્મો લઇ અસંખ્ય યોનિઓમાં ભ્રમણ કરી કરી, મોક્ષના દ્વારરૂપ આ ઉત્તમ મનુષ્યદેહમાં આવ્યા છો. તેનું આયુષ્ય–ક્ષણ ઉપર ક્ષણ જતાં વહ્યું જાય છે, જીતેલી બાજી હારી જશો, પછી પસ્તાવો નકામો–વ્યર્થજ. શું ગર્ભવાસનાં દુઃખો, અનેક જન્મોમાં ભવપ્રવાસ કરતાં માર્ગનાં દુઃખો, આધિ વ્યાધિ ઉપાધિનાં દુઃખો. સ્ત્રી. પુત્રો, ધન, ધામ વગેરેનાં યોગ વિયોગનાં

દુઃખો. વગેરે અપાર દુઃખોનો અનુભવ કીધો, કરોછો, અને સમજોછો, તે બધાં દુઃખો તમને મારે ફરી ફરી બતાવવાની-યાદ કરાવવાની જરૂર છે? ના, ના, સારી પેઠે તે તમે જાણોજ છો. તો હવે ઝબકીને જાગો, ઉઠો, શ્રીહરિગુરૂ સંતના દાસ બનો. અને "દાસોહં" કરતાં પછી "દા"ને વિસરી જાઓ, તે પદમાં. એટલે **નેતિ નેતિ** કરતાં જે શેષ રહ્યું તે સનાતન સત્‌ચિદેકરસ આનંદઘન અનંત બ્રહ્માત્મતત્ત્વને સ્વસ્વરૂપે જોઈ, તેમાં અહંમમત્વસહિત જીવત્વને ઓગાળી દઈ, અભેદત્વે સમી જઈ, તત્સત્‌રૂપ બની રહો. એ રીતે સંસાર સાગર તરી ગયા પછી કાંઇ કરવાનું, કંઇ જવાનું, કંઇપણ મેળવવાનું કે જાણવાનું રહેશે નહિં-એટલે કર્તવ્ય, ગંતવ્ય, પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્ય કશુંજ બાકી રહેશે નહિં. નિત્ય તૃપ્ત થશો. વાણીના પ્રવાહનો અને કલ્પનાના તારનો અંત આવે તેમ નથી. જ્યાં સુધી તે એવું લંબાઈ શકે ત્યાં સુધી ત્રિગુણમાંજ રમણ કરાય છે. ત્રિગુણાતીતપદ-તમારૂં હમારૂં તે આત્મસ્વરૂપમાં, તે મનવાણીની ગંધપણ સંભવતી નથી. તે પરમાનંદઘન જ્ઞાનમય તત્ત્વમાંજ અભિન્નપણે સમી જઈ પરમ શિવસ્વરૂપ થઇ રહેવાનું છે. શ્રીકૃષ્ણે પાર્થને **निस्त्रैगुण्योभवार्जुन** એ ઉપદેશ વચનથી એજ સમજાવ્યું છે. તેજ આપણ સર્વ જનોએ ધ્યાનમાં રાખી, ગંતવ્યસ્થાને પ્હોંચી, નિરાંતે ઠરવાનું છે. જનકરાજા જ્યારે એ સ્થિતિએ પ્હોંચ્યા જણાયા હતા. ત્યારે ગુરૂ યાજ્ઞવલ્ક્યમુનિએ તેને કહ્યું હતું કે. **अभयं वै प्राप्तोसि जनक** હે જનક! હવે તું અભયને પામ્યોછે.

વિશેષ વિસ્તાર નહિં કરતાં, "માણિક્ય મણિમુક્તાદિ મહારમ્ય રત્નપુષ્પમાલા" પહેલી, મેરૂનાં ૧૦૯માં પુષ્પરત્નસહિત અત્રે સમાપ્ત કરાય છે.

**हरिः ॐ श्री सद्गुरुपरमात्मा प्रीयताम् ॐ तत्सत्ब्रह्मार्पणमस्तु ॥**

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ।**
**पूर्णस्यपूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥**

**॥ ॐ शान्तिः शान्तिः शान्तिः शान्तिरस्तुः ॐ ॥**

**इति श्री ज्ञानसूर्योदयाख्यग्रंथे माणिक्यमणिमुक्तादि महारम्य रत्नपुष्पमाला प्रथमा समाप्ता ॐ तत्सत् ॐ ॥**



